પોરબંદર જૈન સત્સંગ મંડળ—મણકો ૧







આનુપૂર્વી અને

# શ્રી આત્મહિત સંગ્રહ.

વ્યવસ્થાપક,

ઘેલાભાઈ પ્રાણલાલ શાહ.

ઑ. મેનેજર, શ્રી જૈ. સ. સા. પ્ર. કાર્યાલય.

## સમ્યગ્ જ્ઞાન દાનનો મહિમા.

૧ સમ્યગ્ જ્ઞાનનું દાન એ ભાવચક્ષુનું દાન છે.

૨ સમ્યગ્ જ્ઞાનનું દાન એ ભાવ અભયદાન છે.

૩ સમ્યગ્ જ્ઞાનનું દાન એજ સર્વોત્કૃષ્ટ દાન છે.

૪ સમ્યગ્ જ્ઞાનનું દાન આપનાર અને લેનાર બંન્ને અનંત જન્મ, મરણના દુઃખોથી છુટી મોક્ષ-પદને પામે છે.

૫ અન્નદાનથી એક દિવસની ભૂખ મટે છે, ઔષધ દાનથી એક જન્મમાં મરણનો ભય મટે છે, પણ સમ્યગ્ જ્ઞાનના દાનથી બધા દુર્ગુણો છુટી અનંત જન્મમરણથી બચી શકાય છે માટે સમ્યગ્ જ્ઞાનનું દાન શ્રેષ્ટ છે. માટે દરેક સુજ્ઞ આત્માએ સમ્યગ્ જ્ઞાનના પ્રચાર માટે બનતું કરવું જોઇએ.

---

# નિવેદન.

પ્રિય વાંચક,

શ્રી જૈન સસ્તુ સાહિત્ય પ્રચારક કાર્યાલયનો પ્રારંભ આ પુસ્તકદ્વારા કરતાં હું અતિ હર્ષ પામું છું.

આ પુસ્તકમાંનું કેટલુંક મેટર પણ આ કાર્યાલયદ્વારા શોધિત વર્ધિત થયું છે. તેમ આ પુસ્તકના પોરબંદરના પ્રકાશકોને છપાવવા, બંધાવવાની દરેક સગવડ પણ આ કાર્યાલયે કરી આપી છે. (કાર્યાલયના કામકાજ સંબંધીની વિશેષ માહીતિ પુસ્તકના છેલ્લા ટાઇટલપર જુઓ.)

કાર્યાલયની વ્યવસ્થામાં રા. વાડીલાલ કાકુભાઈ સંઘવીએ મ્હને જે સાથ આપ્યો છે તે ભૂલી શકાય તેમ નથી.

આત્માનું દરેક રીતે હિત કરવું એ જ્ઞાનીઓનો મૂખ્ય ઉપદેશ છે. તદ્વત આત્માના એકાંત હિત માટે આ પુસ્તકમાં સુસંગ્રહ કરેલો છે. અને તેના ગુણ ઉપરથી પુસ્તકનું નામ પણ તેવુંજ રાખ્યું છે.

ડાયમંડ જેવા સારા મુદ્રણાલયમાં પુસ્તકને મુદ્રિત કરાવ્યું છે, તેમ કાળજીથી પ્રુફો વાંચ્યા છે છતાં ત્રુટિઓ માલુમ પડે તો નિભાવી લેવા વિનંતી છે.

અંતમાં કાર્યાલય કેટલાંક પુસ્તકો ટૂંકમાં પ્રસિદ્ધ કરનાર છે તો તેની આર્થિક સ્થીતિ સદ્ધર કરવા સાહિત્ય પ્રેમીઓને વિનંતી છે. ઇતીશૂભમ.

તા. ૩ માર્ચ ૧૯૨૮

શ્રી જૈન સ. સા. પ્ર.
કાર્યાલય—કલોલ.

# વિજ્ઞપ્તિ.

૧ આ પુસ્તક યત્નાથી વાંચવા વિનંતી છે.

૨ દરરોજ આનુપુર્વિ ગણનારને માત્ર પોષ્ટખર્ચ મોકલવાથી આ પુસ્તક નીચેના સ્થળેથી મળી શકશે.

૧ શેઠ નથુભાઇ મૂળજીભાઇ.
ઠે. બંદર ઉપર દુકાને—પોરબંદર.

૨ શેઠ સુંદરજી હીરજીભાઈ.
ઠે. મારકીટ પાસે—પોરબંદર.

૩ શ્રી જૈન સસ્તુ સાહિત્ય પ્રચારક કાર્યાલય–કલોલ.

# વિષય સૂચિ.





અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# નિવેદન.

પ્રિય વાંચક,

શ્રી જૈન સસ્તુ સાહિત્ય પ્રચારક કાર્યાલયનો પ્રારંભ આ પુસ્તકદ્વારા કરતાં હું અતિ હર્ષ પામું છું.

આ પુસ્તકમાંનું કેટલુંક મેટર પણ આ કાર્યાલયદ્વારા શોધિત વર્ધિત થયું છે. તેમ આ પુસ્તકના પોરબંદરના પ્રકાશકોને છપાવવા, બંધાવવાની દરેક સગવડ પણ આ કાર્યાલયે કરી. આપી છે. (કાર્યાલયના કામકાજ સંબંધીની વિશેષ માહીતિ પુસ્તકના છેલ્લા ટાઇટલપર જુઓ. )

કાર્યાલયની વ્યવસ્થામાં રા. વાડીલાલ કાકુભાઈ સંઘવીએ મ્હને જે સાથ આપ્યો છે તે ભૂલી શકાય તેમ નથી.

આત્માનું દરેક રીતે હિત કરવું એ જ્ઞાનીઓનો મૂખ્ય ઉપદેશ છે. તદ્વત આત્માના એકાંત હિત માટે આ પુસ્તકમાં સુસંગ્રહ કરેલો છે. અને તેના ગુણ ઉપરથી પુસ્તકનું નામ પણ તેવુંજ રાખ્યું છે.

ડાયમંડ જેવા સારા મુદ્રણાલયમાં પુસ્તકને મુદ્રિત કરાવ્યું છે, તેમ કાળજીથી પ્રુફો વાંચ્યા છે છતાં ત્રુટિઓ માલુમ પડે તો નિભાવી લેવા વિનંતી છે.

અંતમાં કાર્યાલય કેટલાંક પુસ્તકો ટૂંકમાં પ્રસિદ્ધ કરનાર છે તો તેની આર્થિક સ્થીતિ સદ્ધર કરવા સાહિત્ય પ્રેમીઓને વિનંતી છે. ઇતીશૂભમ.

તા. ૩ માર્ચ ૧૯૨૮ }

શ્રી જૈન સ. સા. પ્ર.
કાર્યાલય—કલોલ.

# સ્તવન વિભાગ.

॥ ૐ શ્રી જૈન શાસન જયતિ. ॥

# આત્મહિત સંગ્રહ.

## ૧. શ્રી પાર્શ્વનાથ સ્વામીનો છંદ.

[ તોટક વૃત્તની દેશીમાં. ]

જય જય જગનાયક પાર્શ્વજિનં, પ્રણતાખિલ માનવ દેવગણં ॥ જીન શાસન મંડન સ્વામી જયો, તુમ દરિશન દેખી આનંદ ભયો ॥ ૧ ॥ અશ્વસેન કુલાંબર ભાનુનિભં, નવ હસ્ત શરીર હરીત પ્રતિભં ॥ ધરણેંદ્ર સુસેવિત પાદ યુગં, ભર ભાસુર કાંતિ સદા સુભગં ॥ ૨ ॥ નિજ રૂપ વિનીર્જિત રંભ પતિ, વદનોદ્યુતી શારદ સોમ તતિ ॥ નયનાંબુજ દીસ વિશાળતરા, તિલકુસુમ સન્નીભ નાસા પ્રવરા ॥ ૩ ॥ રસનામૃત કંદ સમાન સદા, દશનાવળિ અનાર કલિ સુખદા ॥ અધરારૂણ વિદ્રુમ રંગ ધનં, જય પુરીસાદાણી પાર્શ્વજિનં ॥ ૪ ॥ અતિ ચારૂ મુકુટ મસ્તક

દીપે, કાને કુંડળ રવિશશિ જીપે ॥ તુજ મહિમા મહિમંડળ ગાજે, નિત પંચ શબ્દ વાજાં વાજે ॥ ૫॥ સુરકીન્નર વિદ્યાધર આવે, નર નારી તોરા ગુણ ગાવે ॥ તુજ સેવે ચોસઠ ઇંદ્ર સદા, તુજ નામે નાવે કષ્ટ કદા ॥ ૬ ॥ જે સેવે તુજને ભાવ ઘણે, નવ નિધિ થાય ઘર તેહ તણે ॥ અડવડીઆ તું આધાર કહ્યા, સમરથ સાહિબ મેં આજ લહ્યા ॥ ૭ ॥ દુખીયાને સુખદાયક તું દાખે, અશરણને શરણે તું રાખે ॥ તુજ નામે સંકટ વિકટ ટળે, વિછડિયાં વ્હાલાં આવી મળે ॥૮॥ નટવિટ લંપટ દુરે નાસે, તુજ નામે ચોર ચરડ ત્રાસે ॥ રણ રાઉલ જય તુજ નામ થકી, સઘળે આગળ તુજ સેવ થકી. ॥ ૯ ॥ યક્ષ રાક્ષસ કિન્નર સવિ ઉરગા, કરી કેસરી દાવાનળ વહિગા, વધબંધન ભય સવળા જાવે, જે એક મને તુજને ધ્યાવે ॥ ૧૦ ॥ ભુત પ્રેત પિશાચ છળી ન શકે, જગદિશ તવાભિધ જાપ થકે ॥ મહોટા જોટીંગ રહે દુરે, દૈત્યાદિકના તું મદ ચુરે ॥ ૧૧ ॥ ડાયણિ સાયણિ જાય હટકી, ભગવંત થાય

તુજ ભજન થકી ॥ કપટી તુજ નામ લિયા કંપે, દુરજન મુખથી જી જી જંપે ॥ ૧૨ ॥ માની મચ્છરાળા મુહ મોડે, તે પણ આગળથી કરજોડે ॥ દુર મુખ દુષ્ટાદિક તુંહિ દમે, તુજ મે મ્હોટા મલેચ્છ નમે ॥ ૧૩ ॥ તુજ નામે માને નૃપ સબળા, તુજ જશ ઉજ્વળ જેમ ચંદ્રકળા ॥ તુજ નામે પામે ઋદ્ધિ ઘણી, જય જય જગદિશ્વર ત્રિજગધણી ॥ ૧૪ ॥ ચિંતામણી કામ સવી પામે, હય ગય રથ પાયક તુજ નામે ॥ જનપદ ઠકુરાઇ તું આપે, દુર્જન જનનાં દારિદ્ર કાપે ॥ ૧૫ ॥ નિર્ધન ને તું ધનવંત કરે, તૂઠયો કોઠાર ભંડાર ભરે ॥ ઘર પુત્ર કલત્ર પરિવાર ઘણો, તે સહુ મહિમા તુમ નામ તણો ॥ ૧૬ ॥ મણી માણેક મોતી રત્ન જડયાં, સોવન ભુષણ બહુ સુઘડ ઘડયાં ॥ વળી પહેરણ નવરંગ વેષ ઘણાં, તુમ નામે નવિ રહે કાંઈ મણા ॥ ૧૭ ॥ વૈરી વિરૂઆ નવિ તાકિ શકે, વળિ ચોર ચુગલ મનથી ચમકે ॥ છળ છિદ્ર કદા કેહનો ન લગે, જીનરાજ સદા તુજ જ્યોતિ જગે

॥ ૧૮ ॥ ઠગ ઠાકુર સવિ થર હર કંપે, પાખંડી પણ કો નવિ ફરકે ॥ લુંટારાદિક સહુ નાસી જાયે, મારગ તુજ જપતાં જય થાયે ॥ ૧૯ ॥ જડ મુરખ જે મતિ હિન વળી, અજ્ઞાન તિમિર તસ જાય ટળી, તુજ સમરણથી ડાહ્યા થાએ, પંડિત પદ પામી પૂજાએ ॥ ૨૦ ॥ ખસ ખાંસી ખયન પીડા નાસે, દુરબળ મુખ દીનપણું ત્રાસે ॥ ગડ ગુંબડ કુષ્ટ જિકે સબળા, તુજ જાપે રોગ સમે સઘળા ॥ ૨૧ ॥ ગહિલા, ગુંગા બહિરાય જિકે, તુજ ધ્યાને ગત દુઃખ થાય તિકે ॥ તનું કાંતિ કળા સુવિશેષ વધે; તુજ સમરણ શું નવનિધી સધે ॥ ૨૨ ॥ કરી કેસરી અહિરણ બંધ સયા, જળ જલણ જળોદર અષ્ટ ભયા ॥ રાગણ પમુહા સવિ જાય ટળી, તુજ નામે પામે રંગરળી ॥ ૨૩ ॥ ૐ હ્રીઁ अर्हं શ્રી પાર્શ્વનમો નમિઉણ જપંતા દુષ્ટ દમો ॥ ચિંતામણિ મંત્ર જિકે ધ્યાયે, તિણઘર દિન દિન દોલત થાયે ॥ ૨૪ ॥ ત્રીકરણ શુધ્ધે જે આરાધે, તસ જશકીર્ત્તિ જગમાં વાધે ॥ વળી કામતકામ સવે સાધે,

સન્નિહીત ચિંતામણી તુજ લાધે ॥ ૨૫ ॥ મદ મચ્છર મનથી દૂર તજે ભગવંત ભલીપરે જેહ ભજે ॥ તસ ઘર કમળા કલ્લોલ કરે, વળી રાજ્ય રમણિ બહુ લીલવરે ॥૨૬॥ ભય વારક તારક તું ત્રાતા, સજ્જન મન ગતિ મતિનો દાતા ॥ માત તાત સહોદર તું સ્વામી, શિવદાયક નાયક હિત કામી ॥ ૨૭ ॥ કરૂણાકર ઠાકુર તું મ્હારો, નિશિવાસર નામ જપું ત્હારો ॥ સેવક શું પરમ કૃપા કરજ્યો, વાલેસર વંછિત ફળ દેજ્યો ॥ ૨૮ ॥ જીનરાજ સદા તું જયકારી, તુજ મૂર્તિ અતિ મોહનગારી ॥ મુગત મહેલ માંહિ તુહી બીરાજે, ત્રિભુવન ઠકુરાઇ તુજ છાજે ॥ ૨૯ ॥ ઈમ ભાવ ભલે જીનવર ગાયા, વામા સુત દેખી બહુ સુખ પાયો ॥ રવિ શશિ મુનિ સંવચ્છર રંગે, જય દેવ સુરમાં સુખ સંગે ॥ ૩૦ ॥ જય પુરીસાદાણી પાર્શ્વ પ્રભો, સકલાર્થ સન્નિહિત દેહી વિભો ॥ બુધ હર્ષ રૂચિ વિજયાય મુદા, તવ લબ્ધિ રૂચિ સુખ થાય સદા ॥ ૩૧ ॥



મૂળ ખણીજે ॥ ચઉવિહ સંઘહ તિરથ થાપે, લચ્છી ઘણી દેખે નવિ આપે ॥ ૧૪ ॥ વિનયવંત ભગવંત કહાવે, નાહી કીસીકું શિશ નમાવે ॥ અકંચનકો બીરૂદ ધરાવે, પણ સોવન પદ પંકજ ઠાવે ॥ ૧૫ ॥ રાગ નહિ પણ સેવક તારે, દ્વેષ નહી નિગુણા સંગ વારે ॥ તજી આરંભ નીજ આતમ ધ્યાવે, શિવ રમણીકો સાથ ચલાવે ॥ ૧૬ ॥ તેરો મહિમા અદ્‌ભૂત કહીજે, તેરા ગુણકો પાર ના લીજે ॥ તું પ્રભુ સમરથ સાહેબ મેરા, હું મન મોહન સેવક તેરા ॥ ૧૭ ॥ તુંરે ત્રિલોક તણો પ્રતિપાળ, હુંરે અનાથ ને તુંરે દયાળ ॥ તું શરણાગત રાખત ધીરા, તું પ્રભુ તારક છે વડ વીરા ॥ ૧૮ ॥ તુંહિ સમો વડ ભાગજ પાયો, તો મેરો કાજ ચડયો રે સવાયો ॥ કરજોડી પ્રભુ વીનવું તુમશું, કરો કૃપા જિનવરજી અમશું ॥ ૧૯ ॥ જનમ મરણના ભય નિવારો; ભવ સાગરથી પાર ઉતારો ॥ શ્રી હત્થિણાપુર મંડણ સોહે, ત્યાં શ્રી શાંતિ સદા મન મોહે ॥ ૨૦ ॥ પદ્મ સાગર ગુરૂરાય પસાયા, શ્રી ગુણ

સાગર કહે મન ભાયા ॥ જે નર નારી એક ચિત્ત ગાવે તે મનવાંછિત નિશ્ચે પાવે ॥ ૨૧ ॥



## ૩. શ્રી ગૌતમ સ્વામીનો છંદ.

વીરજીનેશ્વર કેરો શિષ્ય, ગૌતમ નામ જપો નિશદિશ ॥ જો કીજે ગૌતમનું ધ્યાન, તો ઘર વિલસે નવે નિધાન ॥ ૧ ॥ ગૌતમ નામે ગજવર ચડે, મનવંછિત સહેજે સંપડે ॥ ગૌતમ નામે નાવે રોગ, ગૌતમ નામે સર્વ સંજોગ ॥ ૨ ॥ જે વૈરી વિરુઆ વંકડા, તસ નામે નાવે ઢુંકડા ॥ ભૂત પ્રેત નવિ મંડે પ્રાણ, તે ગૌતમના કરૂં વખાણ ॥ ૩ ॥ ગૌતમ નામે નિર્મળ કાય, ગૌતમ નામે વાધે આય ॥ ગૌતમ જિનશાસન શણગાર ગૌતમ નામે જય જયકાર ॥ ૪ ॥ શાળ દાળ સુરહા ઘૃત ગોળ, મનવંછિત કાપડ તંબોળ ॥ ઘર સુઘરણી નિમળ ચિત્ત; ગૌતમ નામે પુત્ર વિનીત ॥ ૫ ॥ ગૌતમ ઉગ્યો અવિચળ ભાણ, ગૌતમ નામ જપો જગ જાણ ॥ મ્હોટા મંદિર મેરૂ સમાન, ગૌતમ નામે સફળ વિહાણ

॥ ૬ ॥ ઘર મયંગળ ઘોડાની જોડ, વારૂ પહોંચે વંછિત કોડ ॥ મહિયળ માને મ્હોટા રાય, જો ત્રુઠે ગૌતમના પાય ॥ ૭ ॥ ગૌતમ પ્રણમ્યા પાતક ટળે, ઉત્તમ નરની સંગત મળે ॥ ગૌતમ નામે નિર્મળ જ્ઞાન, ગૌતમ નામે વાધે વાન ॥ ૧૮ ॥ પુણ્યવંત અવધારો સહુ; ગુરૂ ગૌતમના ગુણ છે બહુ ॥ કહે લાવણ્ય સમય કરજોડ, ગાતમ તુઠે સંપતિ કોડ ॥ ૯ ॥



## ૪ શ્રી સોળ સતીનો છંદ.

આદિનાથ આદે જિનવર વંદી; સફળ મનોરથ કીજિએ ॥ પ્રભાતે ઉઠી મંગળિક કામે, સોળ સતિના નામ લીજીએ ॥ ૧ ॥ બાળ કુમારી જગહિતકારી બ્રાહ્મી ભરતની બેનડીએ ॥ ઘટ ઘટ વ્યાપક અક્ષર રૂપે, સોળ સતિમાં જે વડીએ ॥ ૨ ॥ બાહુબળ ભગિની સતીય શિરોમણી, સુંદરી નામે ઋષભ સુતાએ ॥ અંક સ્વરૂપી ત્રિભુવન માંહે, જેહ અનોપમ ગુણ જુતાએ

॥ ૩ ॥ ચંદનબાળા બાળપણેથી, શીયળવંતી શુદ્ધ શ્રાવિકાએ ॥ અડદના બાકુળા વીર પ્રતિલાભ્યા, કેવળ લહી વ્રત ભાવિકાએ ॥ ૪ ॥ ઉગ્રસેન ધુયા ધારિણી નંદની, રાજેમતી નેમ વલ્લભાએ ॥ જોબન વેશે કામને જીત્યો; સંજમ લેઈ દેવ દુલ્લભાએ ॥ ૫ ॥ પંચ ભરતારી પાંડવ નારી, દ્રુપદ તનયા વખાણીયે એ ॥ એકસો આઠે ચીર પુરાણાં, શીયળ મહિમા તસ જાણીયે એ ॥ ૬ ॥ દશરથ નૃપની નારી નિરૂપમ, કૌશલ્યા કુળ ચંદ્રિકાએ ॥ શીયળ સલુણી રામ જનેતા, પુણ્ય તણી પ્રનાળીકાએ ॥ ૭ ॥ કોસંબિક ઠામે સંતાનિક નામે, રાજ્ય કરે રંગ રાજીયોએ ॥ તસ ઘર ઘરણી મૃગાવતી સતી, સુર ભવને જશ ગાજીયો એ ॥ ૮ ॥ સુલસા સાચી શીયળે ન કાચી, રાચી નહી વિષયારસે એ ॥ મુખડું જોતાં પાપ પલાએ, નામ લેતાં મન ઉલ્લસે એ ॥ ૯ ॥ રામ રઘુવંશી તેહની કામિની, જનક સુતા સીતા સતી એ ॥ જગ સહુ જાણે ધીજ કરંતા, અનળ શીતળ થયો શીયળથી એ ॥૧૦॥

સુરનર વંદિત શીયળ અખંડિત, શીવા શીવપદ ગા-
મિનીએ ॥ જેહને નામે નીર્મળ થઈએ, બલીહારી તસ
નામની એ ॥ ૧૧ ॥ કાચે તાંતણે ચાલણી બાંધી, કૂપ
થકી જળ કાઢીયું એ ॥ કલંક ઉતારવા સતીય સુભદ્રા,
ચંપા બાર ઉઘાડીયું એ ॥ ૧૨ ॥ હસ્તીનાગપુરે પાંડુ
રાયની, કુંતા નામે કામીનીએ ॥ પાંડવ માતા દસે
દસારની, બ્હેન પતિવ્રતા પદ્મિનીએ ॥ ૧૩ ॥ શીળવતી
નામે શીળવ્રત ધારીણી, ત્રીવીધે તેહને વંદીયે એ ॥
નામ જપંતા પાતક જાએ, દરીસણે દુરીત નીકંદીયે
એ ॥ ૧૪ ॥ નીષધાનગરી નળહ નરીંદની, દમયંતી
તસ ગેહીની એ ॥ સંકટ પડતાં શીયળજ રાખ્યું,
ત્રીભુવન કીર્ત્તિ જેહની એ ॥ ૧૫ ॥ અનંગ અજીતા
જગ જન પુજીતા, પુષ્ફચુલા ને પ્રભાવતી એ ॥ વિશ્વ
વિખ્યાતા કામને દમતા, સોળમી સતી પદમાવતી
એ ॥ ૧૬ ॥ વીરે ભાખી શાસ્ત્રે સાખી, ઉદયરતન
ભાખે મુદાએ ॥ વ્હાણું વાતા જે નર ભણશે, તે લેશે
સુખ સંપદા એ ॥ ૧૭ ॥

## ૫. શ્રી મહાવીર સ્વામીનો છંદ.

શ્રી સિદ્ધારથ કુળ શણગાર, ત્રિશલા દેવી સુત જગ આધાર ॥ શોભે સુંદર સોવનવાન, શરણ તમારૂં શ્રી વર્દ્ધમાન ॥ ૧ ॥ તુમ નામે લહિયે સંપદા, તુમ નામે મન વંછીત મુદા ॥ તુમ નામે લહીયે સનમાન. શરણ૦ ॥ ૨ ॥ દુર્જન દુષ્ટ વૈરી વીકરાળ, તુમ નામે નાસે તત્કાળ ॥ તુમ નામે દિન દિન કલ્યાણ, શરણ૦ ॥ ૩ ॥ તુમ નામે નાવે આપદા, ભૂત પ્રેત વ્યંતર નહી કદા ॥ રોગ શોગ ચિંતા નવી જાણું, શરણ૦ ॥ ૪ ॥ ગ્રહાદિક પીડા નવી કરે, નામ તમારૂં જે અનુસરે ॥ ધર્મસિંહ મુનિ ભાવ પ્રધાન, શરણ૦ ॥૫॥



## ૬. શ્રી ચોવીશ જીનનો છંદ.

શ્રી નેમીશ્વર સંભવ શામ, સુવિધિ ધર્મ શાંતિ અભીરામ ॥ અનંત સુવ્રત નમીનાથ સુજાણ, શ્રી જીનવર મુજ કરો કલ્યાણ ॥ ૧ ॥ અજીતનાથ ચંદ્રપ્રભુ

ધીર, આદીશ્વર સુપાર્શ્વ ગંભીર ॥ વીમળનાથ વીમળ જગ જાણુ, શ્રી જીનવર૦ ॥ ૨ ॥ મલ્લીનાથ જીન મંગળ રૂપ, પચવીશ ધનુષ સુંદર સ્વરૂપ ॥ શ્રી અરનાથ નમું વર્દ્ધમાન, શ્રી જીનવર૦ ॥ ૩ ॥ સુમતી પદ્મ પ્રભુ અવતંસ, વાસુપુજ્ય શીતળ શ્રેયાંસ ॥ કુંથુ પાર્શ્વ અભીનંદન ભાણુ, શ્રી જીનવર૦ ॥ ૪ ॥ ઇણીપરે જીનવર સંભારીયે, દુઃખ દારીદ્ર વિઘ્ન નિવારીયે ॥ પચ્ચીશે પાંસઠ પરમાણુ, શ્રી જીનવર૦ ॥ ૫ ॥ ઈમ ભણતાં દુઃખ નાવે કદા, નિજ પાસે જો રાખો સદા, ધરીયે પંચતણું મન ધ્યાન, શ્રી જિનવર૦ ॥૬॥ શ્રી જિનવર નામે વંછિત મળે, મનવંછિત સહુ આશા ફળે, ધમસિંહ મુનિ નામ નિધાન, શ્રી જિનવર૦ ॥ ૭ ॥



## ૭. શ્રી શાંતિનાથનો છંદ.

નગર હસ્થિણાપુર અતિ રે ભલો, જિહાં જનમ્યા તીર્થંકર ત્રિભુવન તીલો ॥ રાહ પ્રરૂપ્યો જૈન ખરો,

શ્રી શાંતિ જિનેશ્વર શાંતિ કરો ॥ ૧ ॥ એ આંકણી ॥ સર્વાર્થસિદ્ધ થકીરે ચવી, તવ દેશ નગરમાં શાંતિ હવી ॥ શાંતિજી નામ દિયો સખરો, શ્રી શાંતિ૦ ॥ ૨ ॥ વિશ્વસેન પિતા અચિરા રે માયા, જેણે ચૌદ સુપન મહોટાં રે પાયા ॥ જનમ્યા તીર્થંકર અમિય ઝરો, શ્રી શાંતિ૦ ॥ ૩ ॥ છપ્પન કુમારિકા ઉલ્લાસ ઘણો, જેણે જનમ મહોચ્છવ કર્યો કુમર તણો ॥ ચોસઠ ઈંદ્ર આવી કળશ ભરો, શ્રી શાંતિ૦ ॥ ૪ ॥ ભણાવી બહોંતેર કળા, જેણે સહસ્ર ચોસઠ પરણી મહીલા ॥ છ ખંડ સાધ્યા એણીય પરો, શ્રી શાંતિ૦ ॥ ૫ ॥ સહસ પંચોતેર વરસ કહ્યાં, ચક્રવર્તિપણે ઘર વાસ રહ્યાં ॥ પછે મિટાઇ દિયો સઘળો ઝગડો, શ્રી શાંતિ૦ ॥ ૬ ॥ એક સહસ્ર પુરૂષ સાથે શિક્ષા, શ્રી જિનવરજીએ લીધી દિક્ષા ॥ પછે સુર નર આવી પાય પડો, શ્રી શાંતિ૦ ॥ ૭ ॥ એક માસ લગે છદ્મસ્થ રહ્યા, શુદિ પોષ નોમે દિન કેવળ લહ્યાં ॥ ભરણી નક્ષત્ર પ્રભાત ખરો, શ્રી શાંતિ૦ ॥ ૮ ॥ પ્રભુએ મોહજાળ

સવિ કાપી, ચતુર્વિધ સંઘ તીરથ થાપી ॥ ચોથો દુષમ સુષમ આરો, શ્રી શાંતિ૦ ॥ ૯ ॥ બાશઠ સહસ મુનિરાજ થયા, વળી સહસ નવ્યાસી હુઇ આર્યા ॥ પ્રભુ તારો ને વળી આપ તરો, શ્રી શાંતિ૦ ॥ ૧૦ ॥ દોય લાખ નેવું સહસ શ્રાવક ગુણી, ત્રણ લાખ ત્યાશી સહસ શ્રાવિકા સુણી ॥ ઓર ચતુર્વિધ સંઘ ખરો, શ્રી શાંતિ૦ ॥ ૧૧ ॥ ચાર હજાર ઉહિનાણિ જતિ, વળી ત્રણસેં હુવા વિપુલમતિ ॥ નેવું ગણધરનો પાપ હરો, શ્રી શાંતિ૦ ॥ ૧૨ ॥ ચાર હજાર ત્રણશેરે કહ્યા, મુનિ કેવળ લહીને મુગતિ ગયા ॥ છ હજાર મુનિ વૈક્રેય ધરો, શ્રી શાંતિ૦ ॥ ૧૩ ॥ ચોત્રીશે રે વાદી ભારી, વળી આઠસેં ચૌદ પૂરવધારી ॥ આઠ કરમ શું જાઇ લડો, શ્રી શાંતિ૦ ॥ ૧૪ ॥ નવ પદવી મોટી રે કહી, જેણે એકજ ભવમાં છોએ લહી ॥ એસો ભરિયો પુણ્ય ઘડો, શ્રી શાંતિ૦ ॥ ૧૫ ॥ પા પા લાખ કુમર સાધપણે, વળી અધલાખ વરસ રાજ્યપણે ॥ એક લાખ વરસનો સર્વ ઘડો, શ્રી શાંતિ૦ ॥ ૧૬ ॥ ચા-

બીશ ધનુષ ઉંચી રે દેહી, વળી હેમવરણી ઉપમારે કહી ॥ દીઠે દિલ દરિયાવ ઠરો, શ્રી શાંતિ૦ ॥ ૧૭ ॥ જો નામ ધરાવો શ્રાવક યતિ, તો અનાચાર સેવો રે મતિ ॥ પરભવથી સેંતી કાંઇ ડરો, શ્રી શાંતિ૦ ॥૧૮॥ ત્રિવિધે ત્રિવિધે જીવ મતિ રે હણો, એ ઉપદેશ છે જિનરાજ તણો ॥ માર્ગ બતાવ્યો શુદ્ધ ખરો, શ્રી શાંતિ૦ ॥ ૧૯ ॥ આ જીવ રાય ને રંક થયો, વળી નરક નિગોદમાં બહુ રે રહ્યો ॥ રડવડિયો જેમ ગેડિ દડો, શ્રી શાંતિ૦ ॥ ૨૦ ॥ ચાર ગતિનાં રે દુઃખ કહ્યાં, જીવે અનંતિ અનંતિ વાર લહ્યાં ॥ પચી રહ્યો જેમ તેલ વડો, શ્રી શાંતિ૦ ॥ ૨૧ ॥ શ્રદ્ધા સહિત તુમે તાપ તપો, ભવ્ય જીવો સૌ તુમે જાપ જપો ॥ માર્ગ મળ્યો છે નિપટ ખરો, શ્રી શાંતિ૦ ॥ ૨૨ ॥ સંથારો એક માસ તણો, સમેતશિખર સિદ્ધ ઠામ ભણો ॥ નવશે મુનિશું મુગતિ વરો, શ્રી શાંતિ૦ ॥૨૩॥ મૃગલંછન સેંતિ ધ્યાન રહ્યા, શ્રી શાંતિ જિનેશ્વર મુગતિ ગયા ॥ પછે મેટ દિયો સવિ જન્મ મરો,

શ્રી શાંતિ૦ ॥ ૨૪ ॥ તુમ નામ લિયા સવિ કાજ સરે, તુમ નામે મુગતિ મહેલ મળે ॥ તુમ નામે શુભ ભંડાર ભરે, શ્રી શાંતિ૦ ॥ ૨૫ ॥ ઋષિ જેમલજીએ એહ વિનતિ કહી, પ્રભુ તોરા ગુણનો પાર નહી ॥ મુજ ભવ ભવનાં દુઃખ દૂર હરો, શ્રી શાંતિ૦ ॥૨૬॥



## ૮ શ્રી ચાર શરણાં.

પ્રહ ઊઠીને સમરિયે, હો ભવિયણ મંગળિક શરણાં ચાર ॥ આપદા મટી સંપદા હુવે, હો ભવિયણ દોલતનાં દાતાર ॥ હ્રદયમાં રાખીએ, હો ભવિયણ મંગળિક શરણાં ચાર ॥ ૧ ॥ એ આંકણી ॥ અરિહંત સિદ્ધ સાધુ તણાં, હો૦ કેવળી ભાષિત ધર્મ ॥ એ શરણાં નિત ધ્યાવતાં હો૦ ત્રુટે આઠે કર્મ ॥ હ્રૃ૦ ॥ હો૦ ॥ ૨ ॥ વાટે ઘાટે ચાલતાં, હો૦ રાત દિવસ મોઝાર ॥ ગામ નગર પુર વિચરતાં, હો૦ વિઘ્ન નિવારણ હાર ॥ હ્રૃ૦ ॥ હો૦ ॥ ૩ ॥ એ ચારે સુખકારિયાં,

હો૦ એ ચારે જગ સાર ॥ એ ઉત્તમ કહ્યાં હો૦ એ ચારે હિતકાર ॥ હું૦ ॥ હો૦ ॥ ૪ ॥ દાયણ સાયણ ભૂતડાં, હો૦ સિંહ ચિત્રા ને શુર ॥ વૈરી દુશ્મન ચો-રટા હો૦ રહે તે સઘળા દૂર ॥ હું૦ ॥ હો૦ ॥ ૫ ॥ રાખો શરણાંની આસતા, હો૦ નેડો નહિ આવે રોગ ॥ આણંદ વર્ત્તે ઇણ નામથી, હો૦ વહાલા તણો સંયોગ ॥ હું૦ ॥ હો૦ ॥ ૬ ॥ સુખશાતા વર્ત્તે ઘણી, હો૦ જે ધ્યાવે નર નાર ॥ પરભવ જાતાં ઇણ જીવને, હો૦ એહ તણો આધાર ॥ હું૦ ॥ હો૦ ॥ ૭ ॥ મન ચિંતિત મનોરથ ફળે, હો૦ વર્તે કોડ કલ્યાણ ॥ શુદ્ધ મને ધ્યાવતાં, હો૦ નિશ્ચે પદ નિરવાણ ॥ હું૦ ॥ હો૦ ॥ ૮ ॥ ઇણ સરિખો શરણો નહી, હો૦ ઇણ સરીખો નહી નામ, ઇણ સરીખો મિત્ર નહી, હો૦ ગામ નગર પુર ઠામ ॥ હું૦ ॥ હો૦ ॥ ૯ ॥ દાન શિયળ તપ ભા-વના, હો૦ જગમેં તત્ત્વ સાર ॥ કરો આરાધો ભાવશું, હો૦ પામો મોક્ષ દુવાર ॥ હું૦ ॥ હો૦ ॥ ૧૦ ॥ જોડ કીધી છે જુગ્તિશું, હો પાલી શેષાકાળ ॥ રૂષિ ચો-

થમલજી ઈમ ભણે, હો૦ સુણજો બાળ ગોપાળ ॥ હુ૦ ॥ હો૦ ॥ ૧૧ ॥

## ૯ શ્રી મહાવીર સ્વામીનો છંદ.

સેવો વીરને ચિત્તમાં નિત્ય ધારો, અરિ ક્રોધને મન્નથી દૂર વારો ॥ સંતોષવૃત્તિ ધરો ચિત્તમાંહિ, રાગ દ્વેષથી દૂર થાઓ ઉચ્છાહિં ॥ ૧ ॥ પડ્યા મોહના પાસમાં જેહ પ્રાણી, શુદ્ધ તત્ત્વની વાત તેણે ન જાણી ॥ મનુ જન્મ પામી વૃથા કાં ગમો છો, જીનમાર્ગ છંડી ભૂલા કાં ભમો છો ॥ ૨ ॥ અલોભી અમાની નિરાગી તજો છો, સલોભી સમાની સરાગી ભજો છો ॥ હરિ હરાદિ અન્યથી શું રમો છો, નદી ગંગ મુકી ગળીમાં પડો છો ॥ ૩ ॥ કેઇ દેવ હાથે અસિ ચક્રધારા, કેઈ દેવ ઘાલે ગળે રૂંઢમાળા ॥ કેઇ દેવ ઉત્સંગે રાખે છે વામા, કેઈ દેવ સાથે રમે વૃંદ રામા ॥ ૪ ॥ કેઈ દેવ જપે લેઇ જપમાળા, કેઇ માંસભક્ષી મહા વીકરાળા ॥ કેઇ યોગિણી ભોગિણી ભોગ રાગે, કેઈ

રૂદ્રાણી છાગનો હોમ માગે ॥ ૫ ॥ ઇસ્યા દેવ દેવી-
તણી આશ રાખે, તદા મુક્તિનાં સુખને કેમ ચાખે ॥
જદા લોભના થોભનો પાર નાવ્યો, તદા મધનો બીં-
દુઓ મન્ન ભાવ્યો ॥ ૬ ॥ જેહ દેવલાં આપણી આશ
રાખે, તેહ પીંડને મન્ન શું લેય ચાખે ॥ દીનહીનની
ભીડ તે કેમ ભાંજે, ફુટયો ઢોલ હોએ કહો કેમ
વાજે ॥ ૭ ॥ અરે મૂઢ ભ્રાતા ભજો મોક્ષ દાતા,
અલોભી પ્રભુને ભજો વિશ્વખ્યાતા ॥ રત્ન ચિંતામણિ
સારિખો એહ સાચો, કલંકી કાચના પીડ શું મત
રાચો ॥ ૮ ॥ મંદબુદ્ધિ શું જેહ પ્રાણી કહે છે, સવિ
ધર્મ એકત્વ ભૂલો ભમે છે ॥ કિહાં સર્ષવા ને કિહાં
મેરૂ ધીરં, કિંહા કાયરા ને કિંહા શુરવીરં ॥ ૯ ॥
કિહાં સુવર્ણથાળં, કિહાં કુંભખંડં, કિહાં કોદ્રવા ને
કિહાં ખીરમંડં ॥ કિહાં ખીરસિંધુ, કિહાં ક્ષારનીરં,
કિહાં કામધેનુ કિહાં છાગખીરં ॥ ૧૦ ॥ કિહાં સત્ય-
વાચા કિહાં કુડવાણી, કિહાં રંકનારી કિહાં રાયરાણી ॥
કિહાં નારકી ને કિહાં દેવ ભોગી, કિહાં ઇંદ્ર દેહી

કિહાં કુષ્ટરોગી ॥ ૧૧ ॥ કિહાં કર્મઘાતી કિહાં કર્મ-ધારી, નમો વીરસ્વામી ભજો અન્ય વારી ॥ જીસી સેજમાં સ્વપ્નથી રાજ્ય પામી, રાચે મંદબુદ્ધિ ધરી જેહ સ્વામી ॥ ૧૨ ॥ અથિર સુખ સંસારમાં મગ્ન રાચે, તે જના મૂઢમાં શ્રેષ્ટ શું ઇષ્ટ છાજે ॥ તજો મોહ માયા હરો દંભ રોશી, સજો પુણ્ય પોશી ભજો તે અરોશી ॥ ૧૩ ॥ ગતિ ચાર સંસાર અસાર પામી, આવ્યો આશ ધારી પ્રભુ પાય સ્વામી ॥ તુહીં તુહીં તુહીં પ્રભુ પરમ રાગી, ભવફેરની શ્રૃંખલા મોહ ભાગી ॥ ૧૪ ॥ માનીયે વીરજી અરજ છે એક મોરી, દીજે દાસકું સેવના ચરણ તોરી ॥ પુણ્ય ઉદય હુવો ગુરૂ આજ મેરો, વિવેકે લહ્યો મેં પ્રભુ દર્શ તેરો. ॥૧૫॥



## ૧૦ શ્રી દીવાળીનું સ્તવન.

પુરવ દીશે હુઇ પાવાપુરી ॥ ધન ધાન્ય ઋદ્ધિ સમૃદ્ધિ શું ભરી ॥ હસ્તીપાળ નામે તીહાં ભુપાળી ॥ વીર મુગતે બીરાજ્યા દીન દીવાળી ॥ ૧ ॥ ગૌતમે

ગુરૂની સેવા કીધી મનમાની ॥ એક રાતમે હુવા કેવળજ્ઞાની ॥ જી કે ચૌદ રાજ્ય રહ્યા ભાળી ॥ વીર૦ ॥ અઢારે રાય હુવા ભગતા ॥ દોય દોય પોસા કીધા લગતા ॥ જીકે વીર સામું રહ્યા ભાળી ॥ વીર૦ ॥ પ્રભુએ દોય દીનરો સંથારો કીધો ॥ સોળ પહોર લગે ઉપદેશ દીધો ॥ પ્રભુ મુગતી ગયા કર્મને ગાળી ॥ વીર૦ ॥ પ્રભુએ ત્રીશે વર્ષે સંયમ લીધો ॥ નીજ આતમ કારજ સિદ્ધ કીધો ॥ વરસ બેતાંળીશ દીક્ષા પાળી ॥ વીર૦ ॥ પ્રભુને સાતસેં ચેલા ચૌદસેં ચેલી, જ્યાને મુગતી મહેલમાં દીયા મેલી ॥ જેણે કર્મના બીજ દીયાં બાળી ॥ વીર૦ ॥ પ્રભુને એક રાણી ને હુઈ એક બેટી ॥ જી કે મુગતી ગયા દુઃખ દીયાં મેટી, જમાઇ હુઓ જયારો જમાળી ॥ વીર૦ ॥ પ્રભુને એક બહેન ને એકજ ભાઇ ॥ જીકે સ્વર્ગેં ગયા સમકીત પાઇ ॥ શ્રાવકનાં વૃત્ત શુદ્ધ પાળી ॥ વીર૦ ॥ રૂષભદત્ત ને દેવાનંદા માતા ॥ નયણે નીરખતાં હુઇ શાતા ॥ દોનું મુગતી ગયા કર્મને ગાળી ॥ વીર૦ ॥ સીદ્ધારથ રાજા ને ત્રીસલા રાણી ॥ જેણે

સંથારો કીધો સમતા આણી ॥ અચ્યુય દેવલોકે ટાંકો દીયો ઝાળી ॥ વીર૦ ॥ જેણી રાતે વીરે મુગતી પામી ॥ કેવળ પામ્યા ગૌતમ સ્વામી ॥ જ્યારો જાપ જપો નવકારવાળી ॥ વીર૦ ॥ સુધર્મા સ્વામી હુવા પાટ ધણી ॥ જ્યારી કીત મહીમા જોર ઘણી ॥ દયામારગ દીયો અજવાળી ॥ વીર૦ ॥ જ્યારી પાટે હુવા જંબુ વૈરાગી ॥ રાતે પરણ્યા પ્રભાતે આઠે ત્યાગી ॥ સોળ વર્ષમે કાટી કર્મ જાળી ॥ વીર૦ ॥ આઠે ભામની વૈરાગે ભીની ॥ પ્રભાતે પીયુ સાથે દીક્ષા લીની ॥ અવીહડ પ્રીત સઘળી પાળી ॥ વીર૦ ॥ પ્રભવો પણ રાજાનો બેટો ॥ જીકે જંબુકુંવર શું હુવોરે ભેટો, પાંચસેં શું વૈરાગ પામ્યો તતકાળી ॥ વીર૦ ॥ વીસ જીન સમેતશીખર સીધ્યા ॥ અષ્ટાપદ ગીરનાર દોય સીધ્યા ॥ વાસુપૂજ્ય સીધ્યા ચંપા ચાલી ॥ વીર૦ ॥ મહાવીરે ચોમાસો કીયો પાવાપુરી ॥ કારતક વદી અમાવાસે મુગતી વરી ॥ ભણતાં સુણતાં મંગળ માળી ॥ વીર૦ ॥ દીન દીવાળીનો પાયો ટાણો, તો રાત્રી ભોજન અશનાદિક નહીં ખાણો ॥ જ્યારો

જાપ જપો શીયળ પાળી ॥ વીર૦ ॥ ગુરૂચેલાની જોડી સુરજ શશી ॥ ઋષી રાયચંદ કહે મારે મનડે વશી ॥ મેં જુગતીશું જોડ જોડી ટંકશાળી ॥ વીર૦ ॥ પૂજ્ય જેમલજી રહ્યા પાસો ॥ શહેર નાગોરમેં કીયો ચોમાસો ॥ સંવત અઢાર વર્ષ પીસ્તાળી ॥ વીર૦ ॥

## ૧૧ શ્રી વીરજીનનાં ચઉદ સ્વપ્નનું સ્તવન.

રાયરે સિદ્ધારથ ઘેર પટરાણી, નામે ત્રિશલા સુલક્ષણીએ ॥ રાજભુવન માંહે પલંગે પોઢતાં, ચઉદ સુપન રાણીએ લહ્યાંએ ॥ ૧ ॥ પહેલે રે સુપને ગયવર દીઠો, બીજે વૃષભ સોહ્યામણોએ ॥ ત્રીજે સિંહ સુલક્ષણો દીઠો, ચોથે લક્ષ્મી દેવતાએ ॥ ૨ ॥ પાંચમે પંચ વરણી ફુલની માળા, છઠે ચંદ્ર અમિય ઝર્યો એ ॥ સાતમે સૂરજ આઠમે ધ્વજા, નવમે કળશ અમિયે ભર્યો એ ॥ ૩ ॥ પદ્મ સરોવર દશમે દીઠો, ખીરસમુદ્ર દીઠો અગીયારમે એ ॥ દેવ વિમાન તે બારમું દીઠું, રણઝણ ઘંટા વાજંતા એ ॥ ૪ ॥ રતનનો રાશિ તે તેરમે દીઠો, અ-

ગ્નિશિખા દીઠી ચઉદમેં એ ॥ ચઉદ સુપન લહી રાણીજી જાગ્યાં, રાય સમોવડ પોહોતલાં એ ॥ ૫ ॥ સુણોરે સ્વામી મેં તો સુહલણાં લાધ્યાં, પાછલી રાત રળીયામણી એ ॥ રાયરે સિદ્ધારથ પંડિત તેડયા, કહોરે પંડિત ફળ એહનાં એ ॥ ૬ ॥ અમ કુળ મંડણ તુમ કુળ દીવો, ધનરે મહાવીર સ્વામી અવતર્યા એ ॥ જે નર ગાવે તે સુખ પાવે, આનંદ રંગ વધામણાં એ ॥ ૭ ॥



## ૧૨ શ્રી જીવરાશિની સજ્ઝાય.

હવે રાણી પદ્માવતી, જીવરાશિ ખમાવે ॥ જાણપણું જગતે ભલું, એણી વેળાયે આવે ॥ તે મુજ મિચ્છામિ દુક્કડં ॥ ૧ ॥ અરિહંતની શાખ ॥ જે મેં જીવ વિરાધિયા, ચોરાશી લાખ ॥ તે મુજ૦ ॥ ૨ ॥ સાત લાખ પૃથ્વી તણા, સાતે અપકાય, સાત લાખ તેઉ કાયના, સાતે વળી વાય ॥ તે મુજ૦ ॥ ૩ ॥ દસ લાખ પ્રત્યેક વનસ્પતિ, ચઉદે સાધારણ, બી તી ચૌરેંદ્રિય જીવના, બે બે લાખ વિચાર ॥ તે મુજ૦ ॥ ૪ ॥ દેવતા તિર્યંચ

નારકી, ચાર ચાર પ્રકાશી ॥ ચઉદ લાખ મનુષ્યના, એ લાખ ચૌરાશી ॥ તે મુજ૦ ॥ ૫ ॥ ઇણ ભવે પર- ભવે સેવિયાં, જે પાપ અઢાર ॥ ત્રિવિધે ત્રિવિધે કરી પરિહરૂં, દુર્ગતિનાં દાતાર ॥ તે મુજ૦ ॥ ૬ ॥ હિંસા કીધી જીવની, બોલ્યા મૃષાવાદ ॥ દોષ અદત્તાદાનના, મૈથુન ઉનમાદ ॥ તે મુજ૦ ॥ ૭ ॥ પરિગ્રહ સેવ્યો કારમો, કીધો ક્રોધ વિશેષ ॥ માન માયા લોભ મેં કીયાં, વળી રાગ ને દ્વેષ ॥ તે મુજ૦ ॥ ૮ ॥ કળહ કરી જીવ દુહવ્યાં, દીધાં કુડાં કલંક ॥ નિંદા કીધી પારકી, રતિ અરતિ નિશંક ॥ તે મુજ૦ ॥ ૯ ॥ ચાડી કીધી પારકી, કીધો થાપણ મોસો ॥ કુગુરૂ કુદેવ કુધર્મનો, ભલો આણ્યો ભરોસો ॥ તે મુજ૦ ॥ ૧૦ ॥ ખાટકીને ભવે મેં કીયાં, જીવના વધ ઘાત ॥ ચડીમાર ભવે ચર- કલાં, માર્યાં દિન રાત ॥ તે મુજ૦ ॥ ૧૧ ॥ કાજી મુલ્લાને ભવે, પઢી મંત્ર કઠોર ॥ જીવ અનેક જભ્ભે કિયા, કીધાં પાપ અઘોર ॥ તે મુજ૦ ॥ ૧૨ ॥ માછીને ભવે માછલાં, ઝાલ્યાં જળવાસ ॥ ધીવર ભીલ કોળી

ભવે, મૃગ પાડયા પાસ ॥ તે મુજ૦ ॥ ૧૩ ॥ કોટવાળને ભવે મેં કિયા, આકરા કર દંડ ॥ બંધીવાન મરાવિયા, કોરડા છડી દંડ ॥ તે મુજ૦ ॥૧૪॥ પરમાધામીને ભવે, દીધાં નારકી દુઃખ ॥ છેદન ભેદન વેદના, તાડન અતિ તિખ્ખ ॥ તે મુજ૦ ॥ ૧૫ ॥ કુંભારને ભવે મેં કિયા, નીભાડ પચાવ્યા ॥ તેલી ભવે તલ પીલીયા; પાપે પિંડ ભરાવ્યા ॥ તે મુજ૦ ॥ ૧૬ ॥ હાળી ભવે હળ ખેડીયા, ફોડયાં પૃથ્વીનાં પેટ ॥ સૂડ નિદાન કિયાં ઘણાં, દીયા બળદ ચપેટ ॥ તે મુજ૦ ॥ ૧૭ ॥ માળી ભવે રોપ રોપિયા, નાનાવિધ વૃક્ષ ॥ મૂળ પત્ર ફળ ફુલનાં, લાગ્યાં પાપ અલક્ષ ॥ તે મુજ૦ ॥ ૧૮ ॥ અહોવાઇયાને ભવે, ભરયા અધિકા ભાર ॥ પોઠી ઉંટ કીડા પડયા, દયા નાણી લગાર ॥ તે મુજ૦ ॥ ૧૯ ॥ છીપાને ભવે છેતર્યા, કીધાં રંગણ પાસ ॥ અગ્નિ આરંભ કીધાં ઘણા, ધાતુર્વાદ અભ્યાસ ॥ તે મુજ૦ ॥ ૨૦ ॥ સુરપણે રણ ઝુઝતાં, માર્યા માણસ વંદ ॥ મદિરા માંસ માખણ ભખ્યાં, ખાધાં મૂળ ને કંદ

॥ તે મુજ૦ ॥ ૨૧ ॥ ખાણ ખણાવી ધાતુની, પાણી ઉલ્લેચ્યાં ॥ આરંભ કીધા અતિ ઘણા, પોતે પાપજ સંચ્યા ॥ તે મુજ૦ ॥ ૨૨ ॥ અંગાર કર્મ કીયા વળી, ધરમે દવજ દીધા ॥ સમ ખાધા વીતરાગના, કુડા કોસજ કીધા ॥ તે મુજ૦ ॥ ૨૩ ॥ બિલ્લી ભવે ઉંદર ગળ્યા, ગિરોળી હત્યારી ॥ મૂઢ ગમાર તણે ભવે, મેં જુ લીખ મારી ॥ તે મુજ૦ ॥ ૨૪ ॥ ભાડભુંજા તણે ભવે, એકેન્દ્રિય જીવ ॥ જાર ચણા ઘઉં શેકીયા, પાડંતા રીવ ॥ તે મુજ૦ ॥ ૨૫ ॥ ખાંડણ પીસણ ગારના, આરંભ અનેક ॥ રાંધણ ઈંધણ અગ્નિનાં, કીધાં પાપ ઉદ્રેગ ॥ તે મુજ૦ ॥ ૨૬ ॥ વિકથા ચાર કીધી વળી, સેવ્યા પંચ પ્રમાદ ॥ ઇષ્ટ વિયોગ પડાવિયા, રૂદન વિષવાદ ॥ તે મુજ૦ ॥ ૨૭ ॥ સાધુ અને શ્રાવક તણાં, વ્રત લેઈને ભાંગ્યાં ॥ મૂળ અને ઉત્તર તણા, મુજ દુષણ લાગ્યાં ॥ તે મુજ૦ ॥ ૨૮ ॥ સાપ વીંછી સિંહ ચીતરા, શકરા ને સમળી ॥ હિંસક જીવ તણે ભવે, હિંસા કીધી સબળી ॥ તે મુજ૦ ॥ ૨૯ ॥ સૂવાવડી દુષણ ઘણાં,

વળી ગર્ભ ગળાવ્યાં ॥ જીવાણી ઢોળ્યાં ઘણા, શીળવ્રત ભંજાવ્યાં ॥ તે મુજ૦ ॥૩૦॥ ભવ અનંત ભમતાં થકાં, કીધા દેહ સંબંધ ॥ ત્રિવિધે ત્રિવિધે કરી વોસિરૂં, કરૂં જન્મ પવિત્ર ॥ તે મુજ૦ ॥ ૩૧ ॥ ભવ અનંત ભમતાં થકાં, પરિગ્રહ સબંધ ॥ ત્રિવિધે ત્રિવિધે કરી વોસિરૂં, તીણશું પ્રતિબંધ ॥ તે મુજ૦ ॥ ૩૨ ॥ ભવ અનંત ભમતાં થકાં, કીધા કુટુંબ સંબંધ ॥ ત્રિવિધે ત્રિવિધે કરી વોસિરૂં, તિણશું પ્રતિબંધ ॥ તે મુજ૦ ॥ ૩૩ ॥ ઇણપેરે ઇહ ભવ પરભવે, કીધાં પાપ અખત્ર ॥ ત્રિવિધે ત્રિવિધે કરી વોસિરૂં, કરૂં જન્મ પવિત્ર ॥ તે મુજ૦ ॥ ૩૪ ॥ એણિ વિધે એ આરાધના, ભાવે કરશે જેહ ॥ સમય સુંદર કહે પાપથી, વળી છુટશે તેહ ॥ તે મુજ૦ ॥ ૩૫ ॥ રાગ વૈરાટી જે સુણે, એહ ત્રીજી ઢાળ ॥ સમય સુંદર કહે પાપથી, છુટે તતકાળ ॥ તે મુજ૦ ॥ ૩૬ ॥



# ૧૩ શ્રી વીરને વંદન.

( ધનાશ્રી )

વંદન કરૂં મહાવીર, જીનેશ્વર વંદન કરૂં મહાવીર નીચું નમાવી શીશ, જીનેશ્વર, વંદન કરૂં મહાવીર. ॥ ૧ ॥ આપ અમારા મુગટમણી છો, સર્વે અનાથના નાથ. જી૦ વં૦ ॥ ૨ ॥ આપ પ્રકાશી રહ્યા છો નિત્યે, તારકોમાં શશિકાન્ત. જી૦ વં૦ ॥ ૩ ॥ આપનું ગૌરવ દાનને કાંતિ, સર્વે અમાપ મનાય. જી૦ વં૦ ॥ ૪ ॥ આપનું તપોબળ વિશ્વમાં મશહુર, મહિમા અપૂર્વ ગણાય. જી૦ વં૦ ॥ ૫ ॥ ઉત્કૃષ્ટ પરિસહો આપને આવ્યા, ચાલ્યા નહિ ક્ષણવાર. જી૦ વં૦ ॥ ૬ ॥ સહાય ના લીધી ઇંદ્રો સુદ્ધાંની, સ્વયં લીધું દીવ્ય ધામ. જી૦ વં૦ ॥ ૭ ॥ આપના જેવા પુરૂષો વિરલા, કરે જગત ઉપકાર. જી૦ વં૦ ॥ ૮ ॥ દાસ તણી એક વિનંતી ધરજો, દ્યો સ્થાન આપની પાસ. જી૦ વં૦ ॥૯॥

( ઘે. પ્રા. )



## ૧૪ મોક્ષાર્થીને વંદના.

( રાગ—બિભાસ ).

જુઓરે જુઓરે જૈનો! કેવા વ્રતધારી? કેવા વ્રત ધારી, તેને વંદના અમારી–જુઓરે૦ ॥ એ ટેક ॥ જુઓ જુઓ જંબુ સ્વામી, બાળાવયે બોધ પામી, તજી રાજ્યરૂદ્ધિ જેણે, તજી આઠ નારી; તજી આઠ નારી તેને, વંદના અમારી. જુઓરે૦ ૧ ગજ સુકુમાળ મુનિ, ધગે શિર પર ધુનિ, અડગ રહ્યા તે ધ્યાને, ડગ્યા ન લગારિ; ડગ્યા ન લગારી, તેને વંદના અમારી. જુઓરે૦ ૨ કોશ્યાના મંદિર મધ્ય, રહ્યા મુનિ સ્થુલિભદ્ર, વેશ્યા સંગ વાસો તોયે, થયા ન વિકારી; થયા ન વિકારી તેને, વંદના અમારી. જુઓરે૦ ૩ સતી તો રાજુલ જેવી, જગમાં ન જોડી એવી, પતિવ્રત માટે કન્યા, રહી એ કુંવારી, રહી એ કુંવારી તેને, વંદના અમારી. જુઓરે૦ ૪ જનક સુતા જે સીતા, વરસ તો બારે વીત્યાં; ઘણું દુઃખ વેઠયું તોયે, ડગ્યાં ન લગારી, ડગ્યાં ન લગારી, તેને વંદના અમારી

જુઓરે૦ ૫ સતી કળાવંતી નામે, થયા શંખપુર ગામે, કર નિજ કાપ્યા તોયે, રહ્યાં ટેક ધારી; રહ્યાં ટેક ધારી, તેને વંદના અમારી. જુઓરે૦ ૬ દુઃખડાં તો દીધાં દેવે, સહ્યાં એતો કામ દેવે, ઘણું દુઃખ વેઠયું તોયે, ડગ્યા ન લગારી; ડગ્યા ન લગારી, તેને વંદના અમારી. જુઓરે૦ ૭ ધન્ય ધન્ય તે નરનારી, એવા દ્રઢ ટેક ધારી, જીવિત સુધાર્યું જેણે, પામ્યા ભવપારી; પામ્યા ભવપારી, તેને વંદના અમારી. જુઓરે૦ ૮



## ૧૫ શ્રી લઘુ સાધુ વંદના.

સાધુજીને વંદના નિત નિત કીજે, પ્રહ ઉગમતે સૂર રે પ્રાણી; નીચ ગતિમાં તે નવિ જાવે, પામે રિદ્ધિ ભરપૂર રે પ્રાણી. સાધુ૦ ૧॥ મોટાં તે પંચ મહાવ્રત પાળે, છકાયરા પ્રતિપાળ રે પ્રાણી; ભ્રમર ભીક્ષા મુનિ સુઝતી લેવે, દોષ બેંતાલીસ ટાળ રે પ્રાણી. સા૦ ૨॥ રિદ્ધિ સંપદા મુનિ કારમી જાણી, દીધી સંસારને પૂંઠ રે પ્રાણી; એરે પુરૂષારી બંદગી કરતાં, આઠે કરમ

જાય તુટ રે પ્રાણી. સા૦ ૩॥ એક એક મુનિવર રસના ત્યાગી, એકેકા જ્ઞાન ભંડાર રે પ્રાણી; એક એક મુનિવર વૈયાવચ્ચ વૈરાગી, એવા ગુણનો નાવે પાર રે પ્રાણી. સા૦ ૪॥ ગુણ સત્તાવીસ કરીને દીપે, જીત્યા પરીસા બાવીસ રે પ્રાણી; બાવન તો અનાચરણ ટાળે, તેને નમાવું મારૂં શીશ રે પ્રાણી. સા૦ ૫॥ ઝાઝ સમાન તે સંત મુનીશ્વર, ભવ્ય જીવ બેસે આય રે પ્રાણી; પર ઉપકારી મુનિ દામ ન માગે, દેવે તે મુગતી પોચાય રે પ્રાણી. સા૦ ૬॥ એ ચરણે પ્રાણી શાતા રે પાવે, પાવે તે શીલ વિલાસ રે પ્રાણી; જન્મ જરા અને મરણ મીટાવે, નાવે ફરી ગર્ભાવાસ રે પ્રાણી. સા૦ ૭॥ એક વચન એ સદ્‌ગુરૂ કેરો, જો બેસે દીલ-માંય રે પ્રાણી; નરક ગતિમાં તે નહિં જાવે, એમ કહે જીનરાય રે પ્રાણી. સા૦ ૮॥ પ્રભાતે ઉઠીને ઉત્તમ પ્રાણી, સુણો સાધારો વ્યાખ્યાન રે પ્રાણી; એ પુરૂષારી સેવા કરતાં, પાવે તે અમર વિમાન રે પ્રાણી. સા૦ ૯॥ સંવત અઢાર ને વર્ષ અડત્રીસે, ખુસી તે ગામ ચોમાસ

રે પ્રાણી; મુનિ આસકરણજી એણીપેરે જંપે, હુંતો ઉત્તમ સાધારો દાસ રે પ્રાણી. સાધુજીને૦ ॥૧૦॥



## ૧૬ શ્રી ચિંતામણી પાર્શ્વનાથ સ્તોત્રનો ભાવાર્થ.

૧. શ્રી જિનેન્દ્ર ભગવાનનું શરીર અહા! કર્પુર જેવું શ્વેત, અમૃત જેવું મીષ્ટ, ચન્દ્રની કાન્તિ જેવું શીતળ અને પ્રકાશીત, સુંદર, મોટા મણી જેવું પ્રકાશીત, કારૂણ્યતાની ભૂમિકારૂપ, સમગ્ર વિશ્વને આનંદમય, મહા ઉદયવાળું, શોભાવાળું, સચીત સ્વરૂપ, શુકલ ધ્યાનમાં નિમગ્ન, એવાં શ્રી જિનેન્દ્ર ભગવાન સંસારના આધારરૂપે હો.

૨. પાતાળમાં પણ પ્રવેશ કરી રહેલો, પૃથ્વીને ઉજ્વળ કરતો, આકાશમાં સર્વ સ્થળે વ્યાપ્ત થતો, દિશાઓના ચક્રને પણ ઉલ્લંઘી જતો, દેવ દાનવોને વિસ્મય પમાડતો, ત્રણે જગતને સુખ આપતો, સમુદ્રમાં શ્વેત ફીણથી શોભાયમાન જળને ડહોળી નાં-

ખતો; એવો શ્રી પાર્શ્વનાથ ચિંતામણીનો યશરૂપી હંસ ચીરંકાળ શોભે છે.

૩. પુણ્યના હાટરૂપ, પાપરૂપી અંધકારમાં સૂર્ય-રૂપ, વિષયરૂપી હાથીને વશ કરવામાં અંકુશરૂપ; મોક્ષમાં ગમન કરવા માટે નીસરણીરૂપ, આત્મજ્ઞાન-રૂપ જ્યોતીને પ્રકાશ આપવામાં અરણીના વૃક્ષ સમાન, દાન દેવામાં ઇન્દ્ર સમાન, એમની (શ્રી પાર્શ્વનાથની) આગળ નમન કરી રહેલી સજ્જન પુરૂષોની પંક્તિને કૃપાની નદી સમાન, વિશ્વમાં આનંદરૂપ અમૃતના તરંગ સમાન શ્રી પાર્શ્વનાથ ચિંતામણી (ભગવાન) સંસાર સમુદ્રનું ઉચ્છેદન કરનાર આપજ છો.

૪. હે તાત! (હે શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ!) આખા વિશ્વના જીવનરૂપ, સચ્ચીદાનંદ શ્રી ચિંતામણી પાર્શ્વનાથં જ્યારથી મને આપનાં દર્શન થયાં છે, ત્યા-રથીજ ઈન્દ્ર દેવ તથા ચક્રવર્તિ પર્યંતની સમૃદ્ધિ મને પ્રાપ્ત થઈ છે. મારા હસ્તમાંજ મુક્તિરૂપી દેવી ક્રિડા કરી રહી છે. મારી વિવિધ પ્રકારની મનની અભિ-

લાષાઓ સિદ્ધ થઇ છે. અને મારૂં દુર્દૈવ, મારૂં પાપ અને મારૂ દુઃખ તથા મારો દારિદ્રતાનો ભય સમૂળ નાશ પામ્યો છે.

૫. હે અતિશય પ્રતાપવાન સૂર્યરૂપ અતિ ઉત્કટ જગતરૂપી ધામને તથા કળીકાળના મહિમાને દહન કરનારા, મોહ રૂપી અંધકારનો નાશ કરનારા, અને જેનું સમસ્ત પ્રકારની સમૃદ્ધિ ધારણ કરનાર પદ હંમેશ શોભી રહ્યું છે, એવા શ્રી પાર્શ્વનાથ ભગવાન જગતના જીવોનું હીત કરનાર ચિંતામણિ મારૂં રક્ષણ કરો.

૬. સૂર્ય બાલ્યાવસ્થામાં હોવા છતાં પણ વિશ્વમાં વ્યાપી રહેલા અંધકારનો નાશ કરે છે. કલ્પવૃક્ષનો એકજ અંકુર (ફણગો) દારિદ્રતાનો નાશ કરવામાં સમર્થ છે, સિંહનું એક નાનું બાળકજ હાથીઓના સમૂહનો નાશ કરે છે, અગ્નિનો એક સૂક્ષ્મ કણ કાષ્ટના જથ્થાને ભસ્મવત્ કરી નાંખે છે, અમૃતનું એકજ બિંદુ રોગને નિર્વંશ કરે છે; તેજ પ્રમાણે હે

વિભો ! મનુષ્યોની મતિમાં સ્ફુરણા કરનારૂં તમારૂં શરીર ત્રણે જગતનાં દુઃખો હણવાને માટે સમર્થ છે.

૭. ૐ શબ્દની આકૃત્તિવાળો હ્રીંકારથી યુક્ત શ્રી મર્હંનમિઉણના મંત્રથી બદ્ધ થયેલો ત્રણે લોકને વશ વર્તાવનાર વિષયરૂપી ઝેરનો નાશ કરનાર, કલ્યાણ-કારક, પ્રભાવવાળો, વ, સ, હ, ઇત્યાદિ અક્ષરોથી યુક્ત એવા મનુષ્ય માત્રને આનંદરૂપ શ્રી ચિંતામણિ નામનો મંત્ર છે.

૮. હ્રીં શ્રીં ઇત્યાદિ આકારથી યુક્ત મંત્રનું જે યોગીઓ હૃદયકમળમાં અધિષ્ઠાતા ભગવાનના ચિંતા-મણીની સંજ્ઞાવાળો, જેની પૂર્વમાં નમો મુકેલા છે એવો, હ્રીં શ્રીંકારાદિ ઉત્તમ વર્ણયુક્ત મંત્રને હૃદય-કમળમાં ધારણ કરીને કપાળને વિષે, ડાબા હાથને વિષે, નાભિમાં અને ઘણે ભાગે જમણા હાથમાં અને ત્યાર પછી આઠે દલોની વિષે ધ્યાન ધરે છે તે બે ત્રણ ભવ પછી મોક્ષધામમાં સિધાવે છે. એ શું આશ્ચર્ય-જનક નથી !

૯. જે ભક્તિવાન પ્રાણીઓ શ્રી ચિંતામણિ પાર્શ્વનાથમાં પોતાની વૃત્તિ જોડે છે, તેઓને રોગ, શોક, ક્લેષ, અશાન્તિ, ભય, પાપ, દુષ્ટ, દારિદ્રપણું, શત્રુ- દ્વારા ઉપજતી વ્યાધિ તથા શાકિની, ભૂત, પિશાચ, વિગેરે તથા હાથી તથા સિંહના સમૂહો દુઃખરૂપ થઈ શકતાં નથી.

૧૦. જે પ્રાણી શ્રી ચિંતામણી પાર્શ્વનાથની હંમેશ સ્તુતિ કરે છે તથા ધ્યાન ધરે છે તેના આંગણામાં રાગાદિ આનંદ થયાજ કરે છે. તેને કલ્પવૃક્ષ, કામ- દુધા ધેનુ, પારસમણિ ઇત્યાદિ અલૌકિક પદાર્થ પ્રાપ્ત થાય છે. દેવ, દાનવ અને મનુષ્યો સુદ્ધાં વિનયથી તેના હિતનુંજ ચિંતવન કર્યા કરે છે. ગુણવાન પુરૂ- ષોને આ બ્રહ્માંડમાં પ્રાપ્ત થતી સમસ્ત લક્ષ્મી તેને વશ વર્તે છે.

૧૧. આ પ્રમાણે જિનપતિ પાર્શ્વનાથ ભગવાનની પાસે રહેનારો પાર્શ્વ નામનો યક્ષ, જેનાં પાપકર્મો નષ્ટ થઇ ગયાં છે, અને તે ભગવાને જનસમુદાયને સંતુષ્ટ

કર્યા છે, અને જે ત્રણે ભુવનની વાંચ્છા પુરવામાં ચિંતામણિ સમાન છે, તે મોક્ષપદરૂપી વૃક્ષનું બીજ-રૂપ સમકીત મને અર્પણ કરો.

## ૧૭ શ્રી સાધુવંદના.

નમું અનંત ચોવીશી, ઋષભાદિક મહાવીર, આરજ ક્ષેત્રમાં, ઘાલી ધર્મની શીર. ॥ ૧ ॥ મહા અતુલ્ય બળી નર, શૂર વીર ને ધીર; તીરથ પ્રવર્તાવી, પહોંચ્યા ભવ જળ તીર. ॥ ૨ ॥ શ્રીમંધર પ્રમુખ, જઘન્ય તીર્થંકર વીશ; છે અઢી દ્વીપમાં, જયવંતા જગદીશ. ॥ ૩ ॥ એકસો ને સીત્તેર, ઉત્કૃષ્ટ પદે જગીશ; ધન્ય મ્હોટા પ્રભુજી, તેહને નમાવું શીશ. ॥ ૪ ॥ કેવળી દોય કોડી, ઉત્કૃષ્ટા નવ કોડી; મુનિ દોય સહસ કોડી, ઉત્કૃષ્ટા નવ સહસ કોડી. ॥ ૫ ॥ વિચરે વિદેહે, મહોટા તપસી ઘોર; ભાવે કરી વંદુ, ટાળે ભવની ખોડ. ॥ ૬ ॥ ચોવીશે જિનના, સઘળા એ ગણધાર; ચૌદસેં ને બાવન, તે પ્રણમુ સુખકાર. ॥ ૭ ॥ જિનશાસન નાયક,

ધન્યે શ્રી વીર જિણુંદ; ગૌતમાદિક ગણધર, વર્તાવ્યો આણુંદ. ॥ ૮ ॥ શ્રી ઋષભદેવના, ભરતાદિક સો પુત્ર; વૈરાગ્ય મન આણી, સંયમ લિયો અદ્‍ભુત. ॥ ૯ ॥ કેવળ ઉપરાજ્યું, કરી કરણી કરતુત; જિનમત દીપાવી, સઘળા મોક્ષ પહુંત. ॥ ૧૦ ॥ શ્રી ભરતેશ્વરના, હુઆ પટોધર આઠ; આદિત્ય જશાદિક, પહોંચ્યા શીવપુર વાટ. ॥ ૧૧ ॥ શ્રી જિન અંતરના, હુવા પાટ અસંખ્ય; મુનિ મુક્તે પહોંચ્યા, ટાળી કર્મના વંક. ॥ ૧૨ ॥ ધન્ય કપીલ મુનિવર, નમિ નમુ અણગાર; જેણે તતક્ષણ ત્યાગ્યો, સહસ રમણિ પરિવાર. ॥ ૧૩ ॥ મુનિવર હરકેશી, ચિત્ત મુનીસર સાર; શુદ્ધ સંયમ પાળી, પામ્યા ભવનો પાર. ॥ ૧૪ ॥ વળી ઇષુકાર રાજા, ઘેર કમળાવતી નાર; ભગુ ને જશા, તેહના દોય કુમાર. ॥ ૧૫ ॥ છયે ઋદ્ધિ છાંડીને, લીધો સંયમ ભાર; ઇણ અલ્પ કાળમાં, પામ્યા મોક્ષ દ્વાર. ॥ ૧૬ ॥ વળી સંયતી રાજા, હરણ આહીડે જાય; મુનિવર ગદ્દભાળી, આણ્યો મારગ ઠાય. ॥ ૧૭ ॥ ચારિત્ર લઈને, ભેટયા ગુરૂના

પાય; ક્ષત્રીરાજ ઋષીશ્વર, ચર્ચા કરી ચિત્ત લાય. ॥ ૧૮ ॥ વળી દસે ચક્રવર્તિ, રાજ્ય રમણિ ઋદ્ધિ છોડ; દશે મુક્તે પહોંચ્યા, કૂળને શોભા ચોડ. ॥ ૧૯ ॥ ઈણુ અવસાપ્પણીમાં, આઠ રામ ગયા મોક્ષ; બળભદ્ર મુનીશ્વર, ગયા પંચમેં દેવલોક. ॥ ૨૦ ॥ દશાર્ણભદ્ર રાજા, વીર વાંદ્યા ધરી માન; પછે ઇંદ્ર હઠાયો, દીયો છકાય અભેદાન. ॥ ૨૧ ॥ કરકંડુ પ્રમુખ, ચારે પ્રત્યેક બુદ્ધ; મુનિ મુક્તે પહોંચ્યા, જીત્યા કર્મ મહા જોદ્ધ; ॥ ૨૨ ॥ ધન્ય મ્હોટા મુનિવર, મૃગાપુત્ર જગીશ, મુનિવર અનાથી, જીત્યા રાગ ને રીશ. ॥ ૨૩ ॥ વળી સમુદ્રપાળ મુનિ, રાજેમતિ રહનેમ; કેશી ને ગૌતમ, પામ્યા શીવપુર ક્ષેમ. ॥ ૨૪ ॥ ધન્ય વિજયઘોષ મુનિ, જયઘોષ વળી જાણુ; શ્રી ગર્ગાચાર્ય, પહોંચ્યા છે નિર્વાણ. ॥ ૨૫ ॥ શ્રી ઉત્તરાધ્યયનમાં, જિનવરે કર્યા વખાણુ; શુદ્ધ મને ધ્યાવો, મનમેં ધીરજ આણુ. ॥ ૨૬ ॥ વળી ખંધક સન્યાશી, રાખ્યો ગૌતમ સ્નેહ; મહાવીર સમીપે, પંચ મહાવ્રત લેહ. ॥ ૨૭ ॥ તપ કઠણ કરીને,

ઝોંસી આપણી દેહ; ગયા અચ્યુય દેવલોકે, ચ્યવી લેશે ભવ છેહ. ॥ ૨૮ ॥ વળી ઋષભદત્ત મુનિ, શેઠ સુદર્શન સાર; શીવરાજ ઋષીશ્વર, ધન્ય ગાંગેય અણ-ગાર. ॥ ૨૯ ॥ શુદ્ધ સંયમ પાળી, પામ્યા કેવળ સાર; એ ચારે મુનિવર, પહોંચ્યા મોક્ષ મોઝાર. ॥ ૩૦ ॥ ભગવંતની માતા, ધન્ય ધન્ય સતી દેવાનંદા; વળી સતી જયંતી, છોડ દીયા ઘર ફંદા. ॥ ૩૧ ॥ સતી મુક્તે પહોંચ્યા, વળી તે વીરના નંદ; મહાસતી સુદ-ર્શના, ઘણી સતીયોના વૃંદ. ॥ ૩૨ ॥ વળી કાર્ત્તિક શેઠે, પડીમા વહી શૂર વીર; જમ્યો મહોરા ઉપર, તાપસ બળતી ખીર. ॥ ૩૩ ॥ પછી ચારિત્ર લીધું, મીત્ર એક સહસ આઠ ભીર; મરી હુવા શક્રેંદ્ર, ચ્યવિ લેશે ભવતીર. ॥ ૩૪ ॥ વળી રાય ઉદાઇ, દીયો ભાણે-જને રાજ; પછી ચારિત્ર લેઇને, સાર્યો આતમ કાજ. ॥ ૩૫ ॥ ગંગદત્ત મુનિ આણંદ, તરણ તારણ જહાજ; કુશળ મુનિ રૂડો, દીયો ઘણાને સાજ. ॥ ૩૬ ॥ ધન્ય સુનક્ષત્ર મુનિવર, સર્વાનુભૂતિ અણગાર; આરાધિક હુઇ-

ને, ગયા દેવલોક મોઝાર. ॥ ૩૭ ॥ ચ્યવી મુક્તે જાશે, વળી સિંહ મુનીશ્વર સાર; બીજા પણ મુનિવર, ભગવતીમાં અધિકાર. ॥ ૩૮ ॥ શ્રેણિકનો બેટો, મહોટો મુનિવર મેઘ; તજી આઠ અંતેઃઉરી, આણ્યો મન સંવેગ. ॥ ૩૯ ॥ વીરપે વ્રત લેઇને, બાંધી તપની તેગ; ગયા વિજય વીમાને, ચ્યવિ લેશે શીવ વેગ. ॥ ૪૦ ॥ ધન્ય થાવર્ચા પુત્ર, તજી બત્રીશે નાર; તેની સાથે નીકળ્યા, પુરૂષ એક હજાર. ॥ ૪૧ ॥ શુકદેવ સંન્યાશી, એક સહસ શિષ્ય લાર; પંચસયશું શેલક, લીધો સંયમ ભાર. ॥ ૪૨ ॥ સર્વ સહસ્ર અઢાઇ, ઘણા જીવોને તાર; પુંડરગિરિ ઉપર, કીયો પાદોપગમન સંથાર. ॥ ૪૩ ॥ આરાધિક હુઇને, કીધો ખેવો પાર; હુવા મહોટા મુનિવર, નામ લીયાં નિસ્તાર. ॥ ૪૪ ॥ ધન્ય જિનપાળ મુનિવર, દોય ધનાવા સાધ; ગયા પ્રથમ દેવલોકે, મોક્ષ જાશે આરાધ. ॥ ૪૫ ॥ મલ્લિનાથના ૭ મિત્ર, મહાંબળ પ્રમુખ મુનિરાય; સર્વ મુક્તે સિધાવ્યા, મહોટી પદવી પાય. ॥ ૪૬ ॥ વળી જિત-

શત્રુ રાજા, સુબુદ્ધિ નામે પ્રધાન; પોતે ચારિત્ર લેઇને, પામ્યા મોક્ષ નિધાન. ॥ ૪૭ ॥ ધન્ય તેતલી મુનિવર, દીયો છકાય અભેદાન; પોટિલા પ્રતિબોધ્યા; પામ્યા કેવળજ્ઞાન. ॥ ૪૮ ॥ ધન્ય પાંચે પાંડવ, તજી દ્રૌપદી નાર; સ્થિવરની પાસે, લીધો સંયમ ભાર. ॥ ૪૯ ॥ શ્રી નેમિ વંદનનો, એહવો અભિગ્રહ કીધ; માસ માસખમણ તપ, શત્રુંજય જઇ સિદ્ધ. ॥ ૫૦ ॥ ધર્મ-ઘોષતણાં શિષ્ય, ધર્મરૂચિ અણગાર; કીડીયોની કરૂણા, આણી દયા અપાર. ॥ ૫૧ ॥ કડવા તુંબાનો, કીધો સઘળો આહાર; સર્વાર્થસિદ્ધ પહોંચ્યા, ચ્યવિ લેશે ભવ પાર. ॥ ૫૨ ॥ વળી પુંડરિક રાજા, કુંડરિક ડગીયો જાણ; પોતે ચારિત્ર લેઇને, ન ઘાલી ધર્મમાં હાણ. ॥૫૩॥ સર્વાર્થસિદ્ધ પહોંચ્યા, ચ્યવી લેશે નિર્વાણ; શ્રી જ્ઞાતા સૂત્રમાં, જિનવરે કર્યા વખાણ ॥ ૫૪ ॥ ગૌતમાદિક કુંવર, સગા અઢારે ભ્રાત; સર્વ અંધક વિષ્ણુ સુત, ધારણિ જયારી માત. ॥ ૫૫ ॥ તજી આડ અંતેઃઉરી કાઢી દીક્ષાની વાત; ચારિત્ર લેઈને, કીધો મુક્તિનો

સાથ. ॥ ૫૬ ॥ શ્રી અનેક સેનાદિક, છયે સહોદર ભાય; વસુદેવના નંદન, દેવકી જ્યારી માય. ॥ ૫૭ ॥ ભદ્દીલપુર નગરી, નાગ ગહાવઇ જાણ; સુલસા ઘેર વધિયા, સાંભળી નેમિની વાણ. ॥ ૫૮ ॥ તજી બત્રીશ અંતેઃઉરી, નીકળીયા છટકાય; નળ કુબેર સમાણા, ભેટયા શ્રી નેમિના પાય. ॥ ૫૯ ॥ કરી છઠ છઠ પારણાં, મનમેં વૈરાગ્ય લાય; એક માસ સંથારે, મુક્તિ બીરાજ્યા જાય. ॥ ૬૦ ॥ વળી દારૂક સારણ, સુમુખ દુમુખ મુનિરાય; વળી કુંમર અનાદૃષ્ટિ, ગયા મુક્તિ ગઢમાંય. ॥ ૬૧ ॥ વસુદેવના નંદન, ધન્ય ધન્ય ગજ-સુકુમાળ; રૂપે અતિ સુંદર, કળાવંત વય બાળ. ॥ ૬૨ ॥ શ્રી નેમિ સમીપે, છોડયો મોહ જંજાળ; ભીક્ષુની પડિમા, ગયા મસાણ મહાકાળ. ॥ ૬૩ ॥ દેખી સોમીલ કોપ્યો, મસ્તકે બાંધી પાળ; ખેરતણા ખીરા, શીર ઠવિયા અસરાળ. ॥ ૬૪ ॥ મુનિ નજર ન ખંડી, મેટી મનની જાળ; પરીસહ સહીને, મુક્તિ ગયા તત્કાળ. ॥ ૬૫ ॥ ધન્ય જાળી મયાળી, ઉવયા-

લાદિક સાધ; સાંબ ને પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ સાધુ અગાધ. ॥ ૬૬ ॥ વળી સચ્ચનેમિ દ્રઢનેમિ, કરણી કીધી વાદ; દશે મુક્તે પહોંચ્યા, જિનવર વચન આરાધ. ॥ ૬૭ ॥ ધન્ય અર્જુનમાળી, કીયો કદાગ્રહ દૂર; વીરપેં વ્રત લેઈને, સત્યવાદિ હુવા શૂર. ॥ ૬૮ ॥ કરી છઠ છઠ પારણા, ક્ષમા કરી ભરપૂર; છ માસની માંહિ, કર્મ કીયા ચકચૂર. ॥ ૬૯ ॥ કુમર અઈમુત્તે, દીઠા ગૌતમ સ્વામ; સુણી વીરની વાણી, કીધો ઉત્તમ કામ. ॥ ૭૦ ॥ ચારિત્ર લેઈને, પહોંચ્યા શીવપુર ઠામ; વળી આદિ મકાઇ, અંત અલક્ષ મુનિ નામ. ॥ ૭૧ ॥ વળી કૃષ્ણરાયની, અગ્ર મહીષી આઠ; પુત્ર વહુ દોયે, સંચ્યા પુણ્યના ઠાઠ. ॥ ૭૨ ॥ જાદવકૂળ સતીયાં, ટાળ્યો દુઃખ ઉચાટ; પહોંચ્યા શીવપુરમેં, એ છે સૂત્રનો પાઠ. ॥ ૭૩ ॥ શ્રેણીકની રાણી, કાલીઆદિક દશ જાણ; દશે પુત્ર વિયોગે, સાંભળી વીરની વાણ. ॥ ૭૪ ॥ ચંદનબાળાપેં, સંયમ લઈ હુવા જાણ; તપ કરી દેહ ઝોંશી, પહોંચ્યા છે નિર્વાણ. ॥ ૭૫ ॥ નંદા-

દિક તેરે, શ્રેણિક નૃપની નાર; સઘળી ચંદનબા-ળાપેં, લીધો સંયમ ભાર. ॥ ૭૬ ॥ એક માસ સંથારે, પહોંચ્યા મુક્તિ મોઝાર; એ નેવું જણાને, અંતગડમાં અધિકાર. ॥ ૭૭ ॥ શ્રેણીકના બેટા, જાળીયાદિક તેવીશ; વીરપેં વ્રત લેઈને, પાળ્યો વિશ્વાવીશ. ॥ ૭૮ ॥ તપ કઠણુ કરીને, પૂરી મન જગીશ; દેવલોકે પહોંચ્યા, મોક્ષ જાશે તજી રીશ. ॥ ૭૯ ॥ કાકંદિનો ધન્નો, તજી બત્રીશે નાર; મહાવીર સમીપે, લીધો સંયમ ભાર. ॥ ૮૦ ॥ કરી છઠ છઠ પારણાં, આયંબીલ ઉ-ચ્છિત આહાર; શ્રીવીરે વખાણ્યા, ધન્ય ધન્નો અણ-ગાર. ॥ ૮૧ ॥ એક માસ સંથારે, સર્વાર્થસિદ્ધ પહુંત; મહાવિદેહ ક્ષેત્રમાં, કરશે ભવનો અંત. ॥ ૮૨ ॥ ધન્નાની રીતે, હુવા નવે સંત; શ્રી અનુત્તરોવવાઈમાં ભાંખી ગયા ભગવંત. ॥ ૮૩ ॥ સુબાહુ પ્રમુખ, પાંચ પાંચસે નાર; તજી વીરપેં લીધાં, પંચમહાવ્રત સાર. ॥ ૮૪ ॥ ચારિત્ર લેઇને, પાળ્યાં નીરતિચાર; દેવલોકે પહોંચ્યા, સુખવિપાકે અધિકાર. ॥ ૮૫ ॥ શ્રેણીકના

પોત્રા, પૈમાદિક હુવા દશ; વીરપે વ્રત લેઇને, કાઢયો દેહનો કંસ. ॥ ૮૬ ॥ સંયમ આરાધી, દેવલોકમાં જઈ વશ; મહાવિદેહ ક્ષેત્રમાં, મોક્ષ જાશે લેઈ જશ. ॥ ૮૭ ॥ બળભદ્રના નંદન, નિષધાદિક હુવા બાર; તજી પચાસ અંતેઃઉરી, ત્યાગ દીયો સંસાર. ॥ ૮૮ ॥ સહુ નેમી સમીપે, ચાર મહાવ્રત લીધ; સર્વાર્થસિદ્ધ પહોંચ્યા, હોશે વિદેહે સિદ્ધ. ॥ ૮૯ ॥ ધન્નો ને શાળીભદ્ર, મુનીશ્વરોની જોડ; નારીનાં બંધન, તતક્ષણ નાંખ્યા ત્રોડ. ॥ ૯૦ ॥ ઘર કુટુંબ કબીલો, ધન કંચનની કોડ; માસ માસખમણ તપ, ટાળશે ભવની ખોડ. ॥૯૧॥ શ્રી સુધર્મ સ્વામીના શિષ્ય, ધન્ય ધન્ય જંબુસ્વામ; તજી આઠ અંતેઃઉરી, માત પીતા ધન ધામ. ॥ ૯૨ ॥ પ્રભવાદિક તારી, પહોંચ્યા શીવપુર ઠામ; સૂત્ર પ્રવર્તાવી, જગમાં રાખ્યું નામ. ॥ ૯૩ ॥ ધન્ય ઢંઢણ મુનિવર, કૃષ્ણરાયના નંદ; શુદ્ધ અભિગ્રહ પાળી, ટાળી દીયો ભવ ફંદ. ॥ ૯૪ ॥ વળી બંધક ઋષિની, દેહ ઉતારી ખાલ; પરીસહ સહી-

ને, ભવ ફેરા દીયા ટાળ. ॥ ૯૫ ॥ વળી ખંધક ઋષિના, હુવા પાંચસેં શિષ્ય; ઘાણીમાં પીલ્યા, મુક્તિ ગયા તજી રીશ. ॥ ૯૬ ॥ સંભૂતિવિજય શિષ્ય, ભદ્રબાહુ મુનિરાય; ચૌદ પૂરવધારી, ચંદ્રગુપ્ત આણ્યો ઠાય. ॥ ૯૭ ॥ વળી આર્દ્રકુમાર મુનિ, સ્થૂળીભદ્ર નંદિષેણ; અરણિક અઈમુતો, મુનીશ્વરોની શેણુ. ॥ ૯૮ ॥ ચોવીશ જિન મુનિવર, સંખ્યા અટ્ઠાવીસ લાખ; ઉપર સહસ અડતાલીસ, સૂત્ર પરંપરા ભાખ. ॥ ૯૯ ॥ કોઇ ઉત્તમ વાંચો, મોઢે જયણા રાખ; ઉઘાડે મુખ બોલ્યાં, પાપ લાગે વિપાક. ॥ ૧૦૦ ॥ ધન્ય મરૂદેવી માતા, ધ્યાયો નિર્મળ ધ્યાન; ગજ હોદ્દે પાયો, નિર્મળ કેવળ જ્ઞાન. ॥ ૧૦૧ ॥ ધન્ય આદેસરની પુત્રી, બ્રાહ્મી સુંદરી દોય; ચારિત્ર લેઇને, મુક્તિ ગયા સિદ્ધ હોય. ॥ ૧૦૨ ॥ ચોવીશે જિનની, વડી શિષ્યણી ચોવીશ; સતી મુક્તિ પહોંચ્યા, પૂરી મન જગીશ. ॥ ૧૦૩ ॥ ચોવીશે જિનનાં, સર્વ સાધ્વી સાર; અડતાલીશ લાખ ને, આઠસેં સીત્તેર હજાર. ॥ ૧૦૪ ॥ ચેડાની પુત્રી, રાખી ધર્મશું

પ્રીત; રાજેમતી વિજયા, મૃગાવતી સુવિનીત. ।। ૧૦૫ ।। પદ્માવતી મયણરેહા, દ્રૌપદી દમયંતી સીત; ઇત્યાદિક સતીયો, ગઇ જન્મારો જીત. ।। ૧૦૬ ।। ચોવીશે જિનનાં, સાધુ સાધ્વી સાર; ગયાં મોક્ષ દેવલોકે, હૃદયે રાખો ધાર. ।। ૧૦૭ ।। ઇણ અઢી દ્વીપમાં, ઘરડા તપસ્વી બાળ; શુદ્ધ પંચ મહાવ્રતધારી, નમો નમો ત્રણ કાળ. ।। ૧૦૮ ।। એ જતીઓ સતીઓના, લીજે નિત્ય પ્રત્યે નામ; શુદ્ધ મને ધ્યાવો, એહ તરણનો ઠામ. ।।૧૦૯।। એ જતિઓ સતિઓશું, રાખો ઉજ્વળ ભાવ; એમ કહે ઋષિ જેમલ, એ તરણનો દાવ. ।। ૧૧૦ ।। સંવત અઢાર ને, વર્ષ સાતો શીરદાર, શહેર ઝાલોરમાંહિ, એહ કહ્યો અધિકાર. ।। ૧૧૧ ।।

।। ઇતિ શ્રી સાધુવંદના. ।।



## ૧૮ શ્રી ચોવીશજીન આરતી.

જય મુક્તિદાતા, પ્રભુ જય મુક્તિદાતા, તુજને વંદન કરીએ (૨) ગુણ તારા ગાતા, જયદેવ જયદેવ- ॥ એ ટેક. ॥ આદીનાથ અજીત, સંભવ સુખકારી ॥ પ્રભુ સં૦ ॥ કષ્ટ હમારાં કાપો, હે ભવ ભયહારી ॥ જય૦ ॥ ૧ ॥ અભિનંદન સુમતી, પદ્મ તું મુજ પ્યારો ॥ પ્રભુ પ૦ ॥ સુપાર્શ્વચંદ્ર સુબુદ્ધિ, શિતળ ભવ તારો જય૦ ॥ ૨ ॥ શ્રેયાંસ વાસુ વિમળ, અનંત ગુણ ભરીયા ॥ પ્રભુ અ૦ ॥ કષ્ટ ભવ્યોનાં કાપી, શિવ-રમણી વરિયા ॥ જય૦ ॥ ૩ ॥ ધર્મ ધુરંધર નાથ, આપ વરયા મુક્તિ ॥ પ્રભુ આ૦ ॥ શાંતીનાથ સુણો શ્રવણે, દાસતણી યુકિત ॥ જય૦ ॥ ૪ ॥ કુંથુનાથ કોડે, કાઢય કુવનમાંથી ॥ પ્રભુ કા૦ ॥ અર મલ્લિને પ્રણમું, તારો કર સાથી ॥ જય૦ ॥ ૫ ॥ મુનિસુવ્રત મહારાજ, અગણિત મુજ ખામી ॥ પ્રભુ અ૦ ॥ વંદુ શિર હું નામી, તાર અંતરજામી ॥ જય૦ ॥ ૬ ॥ નેમિનાથ ભગવાન, ભાવ ધરી ભાળો ॥ પ્રભુ ભા૦ ॥ નિર્મળ

નેમ નગીના, દુઃખ સર્વે ટાળો ॥ જય૦ ॥ ૭ ॥ પાર્શ્વ પરમકૃપાળ, જન પાલણહારો ॥ પ્રભુ જ૦ ॥ વર્ધમાન જીન વંદુ, ભવજળથી તારો ॥ જય૦ ॥ ૮ ॥ ચોવીશ જીન ભક્તિ, ભાવ ધરી કરશે ॥ પ્રભુ ભા૦ ॥ જન્મ મરણ દુઃખ ટાળી, મુક્તિને વરશે ॥ જય૦ ॥ ૯ ॥ નમી તુજને કહે નેમ, નાથ તું છે મહારો ॥ પ્રભુ ના૦ ॥ જૈન પ્રવર્તક મંડળ, શાસન સહુ તાહરો ॥ જયદેવ જયદેવ૦ ॥ ૧૦ ॥



॥ ૐ ॥

# અનુપૂર્વી.

અનુપૂર્વી ગણે જો જોય, છમાસી તપનું ફળ હોય;
સંદેહ મત આણો લગાર, નિર્મળ નામે જપો નવકાર. ॥૧॥
શુદ્ધ શરીર ને વસ્ત્ર વિવેક, દિન દિન પ્રત્યે ગણવી એક;
અનુપૂર્વી એમજ ગણે, સાગર પાંચસો પાપને હણે. ॥ ૨ ॥

* * * *

ચંચળ મનકો સ્થિર કરણ, ઠાણાંગ સૂત્ર અનુસાર;
આનુપૂર્વી રચના રચી, આચાર્ય કરણ ઉપકાર. ॥ ૧ ॥
વિઘ્ન હરે મંગળ કરે, પાવે સ્વર્ગ વિમાન;
કોડા કોડી તાર ગયે, ગણધર કહે વ્યાખ્યાન. ॥ ૨ ॥

* * * *

## અનુપૂર્વી ગણવાની રીત.

૧ હોય ત્યાં 'નમો અરિહંતાણં' કહેવું.
૨ હોય ત્યાં 'નમો સિદ્ધાણં' કહેવું.
૩ હોય ત્યાં 'નમો આયરિયાણં' કહેવું.
૪ હોય ત્યાં 'નમો ઉવજ્ઝાયાણં' કહેવું.
૫ હોય ત્યાં 'નમો લોએ સવ્વ સાહૂણં' કહેવું.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૨ | ૧ | ૩ | ૪ | ૫ |
| ૧ | ૩ | ૨ | ૪ | ૫ |
| ૩ | ૧ | ૨ | ૪ | ૫ |
| ૨ | ૩ | ૧ | ૪ | ૫ |
| ૩ | [illegible] | ૧ | ૪ | ૫ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૪ | ૩ | ૫ |
| ૨ | ૧ | ૪ | ૩ | ૫ |
| ૧ | ૪ | ૨ | ૩ | ૫ |
| ૪ | ૧ | ૨ | ૩ | ૫ |
| ૨ | ૪ | ૧ | ૩ | ૫ |
| ૪ | ૨ | ૧ | ૩ | ૫ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૩ | ૪ | ૨ | ૫ |
| ૩ | ૧ | ૪ | ૨ | ૫ |
| ૧ | ૪ | ૩ | ૨ | ૫ |
| ૪ | ૧ | ૩ | ૨ | ૫ |
| ૩ | ૪ | ૧ | ૨ | ૫ |
| ૪ | ૩ | ૧ | ૨ | ૫ |

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૪ | ૧ | ૫ |
| ૩ | ૨ | ૪ | ૧ | ૫ |
| ૨ | ૪ | ૩ | ૧ | ૫ |
| ૪ | ૨ | ૩ | ૧ | ૫ |
| ૩ | ૪ | ૨ | ૧ | ૫ |
| ૪ | ૩ | ૨ | ૧ | ૫ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
| ૨ | ૨ | ૧ | ૧ | ૧ | ૧ |
| ૧ | ૧ | ૨ | ૧ | ૨ | ૧ |
| ૧ | ૧ | ૧ | ૨ | ૧ | ૨ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ |
| ૩ | ૩ | ૧ | ૧ | ૧ | ૧ |
| ૧ | ૧ | ૩ | ૧ | ૩ | ૧ |
| ૧ | ૧ | ૧ | ૩ | ૧ | ૩ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| ૭ | ૭ | ૩ | ૩ | ૨ | ૨ |
| ૩ | ૨ | ૭ | ૨ | ૭ | ૩ |
| ૨ | ૩ | ૨ | ૭ | ૩ | ૭ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ |
| ૭ | ૭ | ૩ | ૩ | ૧ | ૧ |
| ૩ | ૧ | ૭ | ૧ | ૭ | ૩ |
| ૧ | ૩ | ૧ | ૭ | ૩ | ૭ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૪ | ૫ | ૩ |
| ૨ | ૧ | ૪ | ૫ | ૩ |
| ૧ | ૪ | ૨ | ૫ | ૩ |
| ૪ | ૧ | ૨ | ૫ | ૩ |
| ૨ | ૪ | ૧ | ૫ | ૩ |
| ૪ | ૨ | ૧ | ૫ | ૩ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૫ | ૪ | ૩ |
| ૨ | ૧ | ૫ | ૪ | ૩ |
| ૧ | ૫ | ૨ | ૪ | ૩ |
| ૫ | ૧ | ૨ | ૪ | ૩ |
| ૨ | ૫ | ૧ | ૪ | ૩ |
| ૫ | ૨ | ૧ | ૪ | ૩ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
| ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ |
| ૭ | ૭ | ૪ | ૪ | ૨ | ૨ |
| ૪ | ૨ | ૭ | ૨ | ૭ | ૪ |
| ૨ | ૪ | ૨ | ૭ | ૪ | ૭ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
| ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ |
| ૭ | ૭ | ૪ | ૪ | ૯ | ૯ |
| ૪ | ૯ | ૭ | ૯ | ૭ | ૪ |
| ૯ | ૪ | ૯ | ૭ | ૪ | ૭ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૩ | ૫ | ૪ | ૨ |
| ૩ | ૧ | ૫ | ૪ | ૨ |
| ૧ | ૫ | ૩ | ૪ | ૨ |
| ૫ | ૧ | ૩ | ૪ | ૨ |
| ૩ | ૫ | ૧ | ૪ | ૨ |
| ૫ | ૩ | ૧ | ૪ | ૨ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૩ | ૪ | ૫ | ૨ |
| ૩ | ૧ | ૪ | ૫ | ૨ |
| ૧ | ૪ | ૩ | ૫ | ૨ |
| ૪ | ૧ | ૩ | ૫ | ૨ |
| ૩ | ૪ | ૧ | ૫ | ૨ |
| ૪ | ૩ | ૧ | ૫ | ૨ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૪ | ૫ | ૩ | ૨ |
| ૪ | ૧ | ૫ | ૩ | ૨ |
| ૧ | ૫ | ૪ | ૩ | ૨ |
| ૫ | ૧ | ૪ | ૩ | ૨ |
| ૪ | ૫ | ૧ | ૩ | ૨ |
| ૫ | ૪ | ૧ | ૩ | ૨ |

| | | | | |
|---|---|---|---|---|
| ૩ | ૪ | ૫ | ૧ | ૨ |
| ૪ | ૩ | ૫ | ૧ | ૨ |
| ૩ | ૫ | ૪ | ૧ | ૨ |
| ૫ | ૩ | ૪ | ૧ | ૨ |
| ૪ | ૫ | ૩ | ૧ | ૨ |
| ૫ | ૪ | ૩ | ૧ | ૨ |

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૪ | ૫ | ૧ |
| ૩ | ૨ | ૪ | ૫ | ૧ |
| ૨ | ૪ | ૩ | ૫ | ૧ |
| ૪ | ૨ | ૩ | ૫ | ૧ |
| ૩ | ૪ | ૨ | ૫ | ૧ |
| ૪ | ૩ | ૨ | ૫ | ૧ |

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૫ | ૪ | ૧ |
| ૩ | ૨ | ૫ | ૪ | ૧ |
| ૨ | ૫ | ૩ | ૪ | ૧ |
| ૫ | ૨ | ૩ | ૪ | ૧ |
| ૩ | ૫ | ૨ | ૪ | ૧ |
| ૫ | ૩ | ૨ | ૪ | ૧ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ |
| ૫ | ૫ | ૪ | ૪ | ૩ | ૩ |
| ૪ | ૩ | ૫ | ૩ | ૫ | ૪ |
| ૩ | ૪ | ૩ | ૫ | ૪ | ૫ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
| ૫ | ૫ | ૪ | ૪ | ૨ | ૨ |
| ૪ | ૨ | ૫ | ૨ | ૫ | ૪ |
| ૨ | ૪ | ૨ | ૫ | ૪ | ૫ |

# તત્વબોધ વિભાગ.

૧. મનુષ્યભવની દુર્લભતા.
૨. સમયની કીંમત.
૩. કર્મ રહસ્ય.
૪. અંત સમયની ક્રિયાવિધિ.
૫. શ્રી નવકાર મંત્ર અર્થ ભાવના સાથે.
૬. નવકારનું સ્વરૂપ અને ફળ.
૭. સમ્યકત્વ.
૮. તીર્થંકર ગોત્ર ઉપાર્જન કરવાના ૨૦ બોલ.
૯. મોક્ષ મેળવવાના ૨૩ બોલ.
૧૦. શ્રાવકના ત્રણ મનોરથ.
૧૧. માર્ગાનુસારીનું સ્વરૂપ.
૧૨. શ્રી દશવૈકાલીક સૂત્રનું પ્રથમ અધ્યયન ભાવાર્થ સાથે.

## ૧. મનુષ્યભવની દૂર્લભતા.

વીર પ્રભુએ સ્વમુખે ફરમાવેલ છે કે, ચાર ગતિમાં મનુષ્યભવ અત્યંત કીંમતી છે. તેનું મૂળ કારણ એ છે કે, કોઇપણ વસ્તુ બદલો આપીને લેવાથી તેની કંઇક કીંમત અંકાય છે. જેમ વિશેષ બદલો આપવો પડે તેમ વસ્તુની કીંમત પણ વધુ અંકાય અને તેનું મહત્ત્વ પણ વધી પડે. તદ્વત્ મનુષ્યભવ અનેક પ્રકારના દુઃખો ભોગવવારૂપ બદલો આપ્યા પછી મળે છે અને પુનઃ પુનઃ મળવો અત્યંત કઠીન હોઇ, આખું જગત્ મનુષ્યભવને અત્યંત કીંમતી માને છે. દરેક શાસ્ત્રમાં પણ સ્થળે સ્થળે જણાવવામાં આવ્યું છે કે, 'જગત્માં તમે મનુષ્યાવતારમાં ઉત્પન્ન થયા છો તો બની શકે તેટલું પુરૂષાતન ફોરવો અને લેવાય તેટલો લાભ લ્યો.'

એક મનુષ્યભવ પાછળ અસંખ્યાતા નારકીના ભવ, એકેક નારકીના ભવ પાછળ અસંખ્યાતા દેવતાના ભવ,

( તિર્યંચમાં પરવશપણે યાતના ભોગવતાં ઘણીવાર હુલકા દેવ થવાથી ), અને એકેક દેવ ભવ પાછળ અનંતા તિર્યંચના ભવ કરવા પડે છે. પશ્ચાત્ ઘણાં લાંબા સમયે અથડાતાં, કૂટાતાં મનુષ્યભવ પ્રાપ્ત થાય છે. આવો અમૂલ્ય મનુષ્યભવ જો ખાવાપીવામાં, ઇંદ્રિયોના વિષય સુખમાં અને પ્રમાદમાં જશે તો પશ્ચાતાપનો પાર રહેશે નહિ માટે ઉત્તમ ભાવનાઓ હંમેશાં ચિંત્વન કરી, સદ્‌ગુણો પ્રગટ કરી સુપુરૂષાર્થદ્વારા આત્મકલ્યાણ કરવું જોઇએ.

---

## ૨. સમયની કીંમત.

દુનીયાની કોઇપણ ચીજ કીંમતી હોય તો તે સમય 'Time' છે. ઇંગ્રેજીમાં પણ કહેવત છે કે, 'Time is Value'–સમય કીંમતી છે. સમયની કીંમત કોઇ આપવા ધારે તો આપી શકેજ નહિં. મૃત્યુ સમયે માત્ર એક પળ અમુક ઇચ્છકને, અબજો રૂપીઆ આપવા છતાં મળતી નથી. આવો કીંમતી સમય આ-

પણે માત્ર પ્રમાદમાં, બકવાદમાં અને દારિદ્રયતામાં ગુમાવી રહ્યા છીએ. હિંદુસ્તાનની આર્થિક અધોગતિનું એક કારણ 'સમયની કીંમત આંકતા નથી' એ પણ છે.

આંખ મીંચીને ઉઘાડવામાં અસંખ્યાતા સમય વહી જાય છે. તેમાંનો એક પણ સમય, હે ગૌતમ! તું વ્યર્થ ગુમાવીશ નહિ, તેવું ફરમાન શ્રી મહાવીર પ્રભુનું પોતાના પ્રિયતમ શિષ્ય ગૌતમ પ્રત્યે છે. માટે હે આત્મા! અગર જો તું મહાવીર દેવનો ન્હાનો પ્રિયતમ અનુયાયી બનવા માગતો હોય તો ગૌતમ જેવો બન. મીનીટોની ગણત્રીનું ત્હારૂં આયુષ્ય, ચોતરફથી લુંટાવાનો તેમજ દુઃખનો અને મરણનો ભય, માત્ર ભયભ્રાંતજ દશા, આવા દાવાનળમાં રહ્યા છતાં તું ત્હારી કઈ શક્તિ ઉપર મુસ્તાકી રાખી બેસી રહ્યો છે? પ્રભુના શાસનમાં જ્યાં એક સમયની કીંમત અંકાયેલી છે ત્યાં તું મીનીટો અને કલાકો નિંદ્રામાં, વિકથામાં, પ્રમાદમાં ગુમાવવાની હીંમત કેવી રીતે કરી શકે છે? સેંકડો ભવે આ મનુષ્ય ભવરૂપી ટાણું

ત્હને સાંપડે એમ લાગે છે ? ત્હારૂં મીનીટોનું આયુષ્ય છતાં, ત્હારો પુરૂષાર્થ ત્હને કુંડામાંથી રત્ન અપાવશે, પરંતુ તેટલું વીર્ય ફોરવી કુંડામાંથી રત્ન લેઇ લેવાની ત્હારી મનોવૃત્તિ ક્યાં છે ? હે વીરપુત્ર ! ત્હારા આત્માનો દિવાકર અત્યારે ઝગમગી રહ્યો છે. મોક્ષ મુકુટ ત્હારા મસ્તકે ધરવા 'સમય' તૈયાર છે, તો આવેલ સમયને વધાવી લે.

## ૩. કર્મ રહસ્ય.

કર્મનો બંધ અને નાશ ભાવના પ્રમાણે થાય છે. રાગદ્વેષ રહિત નિર્મળ ભાવના અનંત કર્મ નાશ કરે છે, જ્યારે રાગદ્વેષના વિચારો અનંત કર્મનો બંધ કરે છે. પ્રસન્નચંદ્ર રાજઋષિએ અશુભ ભાવનાથી સાતમી નરકમાં જવાય તેટલાં કર્મ બાંધ્યાં અને શુદ્ધ ભાવનાથી તે સર્વ કર્મ નાશ કરી કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું. તંદુલ મચ્છ કે જેનું શરીર ચોખા જેવડું છે ત

અશુભ વિચારોથી અંતર્મુહૂર્ત્તના અલ્પ આયુષ્યમાં સાતમી નરકે જાય છે.

દુહો-મહા દુઃખનું બીજ છે, અશુભરૂપ પરિણામ;
જેના ઉદયે અનંત દુઃખ, ભોગે આત્મારામ. ॥ ૧ ॥

જેવું બી તેવું વૃક્ષ થાય છે. તેમ જેવા વિચારો તેવું ચારિત્ર થાય છે. માટે અશુભ વિચારો છોડી દઇ સદા શુભ વિચારોજ કરવા જોઈએ. વિચારોજ ચારિત્ર ઘડે છે. કહ્યું છે કે, દુહા.

શુદ્ધ ભાવથી તીર્થ છે, ઉત્તમ ને અદ્‌ભુત;
સ્નાન કરી એ તીર્થમાં, કાઢું મેલ અખુટ. ॥૧॥
અસંખ્ય મોટા તીર્થથી, મેલ જે નવ જાય;
શુદ્ધ ભાવના તીર્થથી, અંતર મેલ ધોવાય. ॥૨॥
પણ નીચી જો ભાવના, નીચું પદ પમાય;
લોઢાથી લોહજ બને, કંચન ક્યાંથી થાય ? ॥૩॥
પરમાત્માની ભાવના, શુદ્ધ ભાવથી થાય;
પરમ પદને લાવતી, કારણુ ભાવ જણાય. ॥૪॥

ભાવે ધર્મ આરાધીએ, ભાવે ધરીએ ધ્યાન;
ભાવે ભાવો ભાવના, ભાવે કેવળજ્ઞાન. ॥૫॥
જગમાં મોટી ભાવના, ભાવો હ્રદય મોઝાર;
ભાવથકી ભવ નિધિ તરે, પાવે ભવનો પાર. ॥૬॥

મુખ્ય કર્મો આઠ, તેની પ્રકૃત્તિઓ નીચે મુજબઃ-

૧. જ્ઞાનાવરણિય કર્મ—આંખના પાટા સમાન છે, જ્ઞાન થવા ન દે.

૨. દર્શનાવરણિય કર્મ—રાજાના સીપાઈ સમાન છે. દેખવા ન દે.

૩. વેદનીય કર્મ—અફીણ તથા સાકરથી ખરડાએલ તરવારની ધાર સમાન છે. ચાટે તો ગળ્યું લાગે, પણ જીભ કપાય, પરિણામે મૃત્યુ થાય.

૪. મોહનીય કર્મ—દારૂ પીએલ માણસ સમાન છે. સત્ય ધર્મની ખબર પડવા ન દે. પરિણામે આ સંસારમાં રખડાવનાર છે.

૫. આયુષ્ય કર્મ—કેદખાના સમાન છે. ચાર ગતિમાં રોકી રાખે.

૬. નામ કર્મ—ચીતારા સમાન છે. સારૂં ખોટું રૂપ કરે.

૭. ગોત્ર કર્મ—કુંભાર સમાન છે. નાનાં મોટાં વાસણુ ઘડે.

૮. અંતરાય કર્મ—રાજાના ભંડારી સમાન છે. ધર્મધ્યાન કરવા ન દે.



## ૪. અંત સમયની ક્રિયા વિધિ.

સંલેહણાનો અર્થ સમાધી મરણુ અગર પંડિત મરણુ થાય છે. સંલેહણા વ્રત દરેક વ્રતથી પર છે અને તે વ્રતના ધારણુહાર ભવ્ય જીવ એમ જાણે છે કે, સંસારમાં ગણાતાં સ્ત્રી, પુત્ર, પીતા, બ્હેન, બન્ધુ વિગેરે આપ્ત જન કોઇ કોઇનાં નથી. આત્મા તેથી ભિન્ન છે. પૂર્વે એકત્રિત કરેલાં સંયોગોથી આ ભવમાં આંપ્ત જનનો શંભુ મેળો ભરાય છે, પરંતુ આત્મ-પ્રકૃત્તિ તેથી ભિન્ન છે.

દુહો—દરદ લગારે દેખીને, ચેતે ચતુર સુજાણ;
મૂરખ મન સમજે નહિ, પડતા સુધી પ્રાણ. ॥૧॥

જ્યારે અમુક ભયંકર વ્યાધિ શરીરને લાગુ થયાનું જણાય ત્યારે પ્રત્યેક સુજ્ઞ મનુષ્યોએ જાણીને, ઈરાદા-પૂર્વક સંલેહણા વ્રત આદરવું યોગ્ય છે. શરીર અને આત્મા બન્ને વિભક્ત છે. બન્નેની પ્રકૃત્તિઓ પણ ભિન્ન છે. આત્મા ચતન્ય, અજર અને અમર છે. ત્યારે શરીર જડ અને નાશવંત છે; જેથી શરીર નાશનાં ચિન્હો જોઇ તુરત તેથી મુક્ત થવાનો અને પરમપદને મેળવવાનો 'સંલેહણા' વ્રતનો ઉપાય યોજવો જરૂરી છે. અંત સમયે સારા પ્રણામ સ્થિત થવાથી સુગતિના ઉત્તરાધિકારી થવાય છે.

જો કોઇપણ પ્રકારનો ઉપસર્ગ આવી પડયો જણાય તો તેવા પ્રસંગે; દુહો.

આહાર શરીર ને ઉપધી, પચ્ચખુ પાપ અઢાર;
મરણ હુવે તો વોસીરે, જીવું તો આગાર. ॥૧॥

એટલે કે આ ઉપસગમાં મ્હારૂં મૃત્યુ થાય તો

મ્હારે ચારે આહારનો સર્વથા ત્યાગ છે અને બચું તો છુટ છે, એમ ચિંતવવું જોઇએ.

માંદગી વધી પડે ત્યારે આત્મપ્રેમીએ સંસાર-પરથી મોહ ઉતારવા. ચક્રવતિ અને દેવ સુદ્ધાંની સાહ્યબી અનંતીવાર મળી છતાં આત્માની ગરજ ન સરી એમ વિચારી નીચેના નીયમોનું અવશ્ય પાલન કરવું:—

૧. પૂર્વે થઈ ગયેલ પાપોનું સ્મરણ કરી ત્રિકરણ ત્રિયોગે આલોયણા કરવી.

૨. યથાશક્તિ વ્રત પચ્ચખાણ કરવાં.

૩. સર્વ જીવાત્માઓ સાથે ક્ષમાપના કરવી.

૪. ભૂતકાળમાં વસાવેલાં પાપમય હથીયારો ઉપરથી માલીકીનો હક્ક છોડી દેવો.

૫. અઢાર પાપસ્થાનકમાં અને તેટલાં પાપનાં સ્થાનકો તજવાં.

૬. ચાર શરણાંને ગ્રહણ કરવાં, ને તે શરણાંનું પુનઃ પુનઃ સ્મરણ કરવું.



## ૫. શ્રી નવકાર મંત્ર અર્થ અને ભાવના સાથે.

(૧) **ણમો અરિહંતાણ**—શ્રી અરિહંતદેવને નમસ્કાર કરૂં છું. **ણમો**-કહેતાં નમસ્કાર કરૂં છું; **અરિ**-કહેતાં શત્રુ-ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, મોહ, અજ્ઞાન, મિથ્યાત્વ, વિષય, પ્રમાદ આદિ અંતરંગ શત્રુઓનો સર્વથા. **હંતાણું**-કહેતા નાશ કર્યો છે તેવા પ્રભુને વંદન કરૂં છું. હું પણ ક્રોધ, માન, માયા, લોભ રાગ, દ્વેષ, મોહ, અજ્ઞાન, મિથ્યાત્વ, વિષય, પ્રમાદ, આદિ અંતરંગ શત્રુઓનો નાશ કરીશ તે દિવસ ધન્ય થશે. જગતમાં મને દુઃખ આપનાર કોઈ નથી, માત્ર મારોજ આત્મા ક્રોધાદિ કરી પોતેજ પોતાને દુઃખ આપનાર શત્રુ થાય છે, અને ક્રોધાદિ દોષો છોડવાથી આત્મા પોતેજ પોતાને પરમ સુખ આપનાર મિત્ર બને છે. હું જ્યારે આ ભાવ શત્રુઓનો નાશ કરીશ ત્યારે બધા દુઃખોથી છુટી પરમ સુખને પામીશ. આ ક્રોધાદિ ભાવ શત્રુઓનો નાશ કરવાથી હું પણ અરિહંત થઇ શકીશ. માટે હવે મારે શીઘ્ર આ ક્રોધાદિ શત્રુઓનો નાશ કરવા પ્રયત્ન કરવો જોઇએ.

**૨. ણમો સિદ્ધાણં**—શ્રી સિદ્ધ ભગવાનને નમસ્કાર કરૂં છું. જેમણે આત્માનાં બધાં આવરણો દૂર કર્યાં છે, બધાં કર્મ નાશ કર્યાં છે, અને અનંત ગુણો પ્રકટ કર્યા છે; એવા સિદ્ધ ભગવાનને નમસ્કાર કરૂં છું.

આત્માના ગુણો આઠ છે અને તે ગુણોને ઢાંકનાર આઠ કર્મ છે તે નાશ કરવાની ભાવના–

(૧) જ્ઞાનાવર્ણીય કર્મ નાશ થાઓ અને અનંત જ્ઞાન ગુણ પ્રગટ થાઓ.

(૨) દર્શનાવર્ણીય કર્મ નાશ થાઓ, અનંત દર્શન ગુણ પ્રગટ થાઓ.

(૩) મોહનીય કર્મ નાશ થાઓ. અનંત આત્મિક સુખ ક્ષાયિક સમકિત અને વીતરાગ ચારિત્ર ગુણ પ્રગટ થાઓ.

(૪) અંતરાય કર્મ નાશ થાઓ અને અનંત આત્મિક શક્તિ પ્રગટ થાઓ.

(૫) વેદનીય કર્મ નાશ થાઓ અને અનંત અવ્યાબાધ સુખ પ્રગટ થાઓ.

(૬) આયુષ્ય કર્મ દૂર થઇ અજર, અમર ગુણ પ્રગટ થાઓ.

(૭) નામ કર્મ દૂર થઇ અરૂપી અવસ્થા પ્રાપ્ત થાઓ.

(૮) ગોત્ર કર્મ નાશ થાઓ, અગુરૂ લઘુ ગુણ પ્રગટ થાઓ.

(૯) સર્વ કર્મ નાશ થાઓ, આત્માના અનંત ગુણો પ્રગટ થાઓ.

૩. **ણમો આયરિયાણં**—નમસ્કાર હોજો શ્રી આચાર્ય મહારાજને. જેઓ પાંચ આચાર પોતે પાળે છે, અન્યને પળાવે છે, તેવા આચાય મહારાજશ્રીને વંદના નમસ્કાર કરૂં છું. જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચાર એ પાંચ આચારનું પાલન હું કરીશ તે દિવસ ધન્ય થશે.

૪. **ણમો ઉવજ્ઝાયાણં**—શ્રી ઉપાધ્યાયજી મ-

હારાજને વંદના નમસ્કાર કરૂં છું. હું પણ સૂત્ર સિદ્ધાંત ભણીશ ત્યારે ધન્ય થશે.

**૫. ણમો લોએ સવ્વ સાહુણં**—સર્વ સાધુ સાધ્વીને વંદન કરૂં છું. હિંસા, વિષય, કષાયનો ત્યાગ કરી અહિંસા, સંયમ, સમભાવ ( અકષાય ) સાધુના ગુણો મને પ્રાપ્ત હોજો.

પંચ પદના ગુણો મારા આત્મામાં પણ છે તે પ્રગટ થાઓ. હું તત્વનું જ્ઞાન હંમેશાં વધારી અજ્ઞાન અને મિથ્યાત્ત્વ ( ખોટી સમજણ ) છોડી સમ્યગ્ જ્ઞાન અને સમકિત ગુણ પ્રગટ કરીશ અને હિંસા, વિષય, ક્રોધાદિ છોડી આત્માનું હિત, કલ્યાણ અને શ્રેય થાય, તે માટે સંયમી બનીશ. સાધુ પદના ગુણો મેળવી વિશેષ જ્ઞાન, શક્તિ અને ધ્યાનદ્વારા ઉપાધ્યાય પદ મેળવીશ, અને અતિશય જ્ઞાને કરી તેવું શ્રેષ્ટ ચારિત્ર પાળી આચાર્ય થઇશ. અહીં ઉત્કૃષ્ટ જ્ઞાન અને સંયમ વડે રાગ દ્વેષ મોહનો સર્વથા નાશ કરી અરિહંત થઈશ અને અંત સમયે સકળ કર્મ રહિત સિદ્ધ

થઈશ. આ પાંચે પદના ગુણો મારા આત્મામાં જ છે તેને પ્રગટ કરવા હું ઇચ્છું છું અને પુરૂષાર્થથી આ પંચ પ્રભુની તુલ્ય થઈ શકું છું એવું સ્મરણ સદા રાખવા આ નવકાર મંત્રનું મને સદા કાળ રટણ રહો, શ્વાસોશ્વાસની સાથે નિરંતર હું શ્રી નવકાર મંત્ર ગણી નવકાર રૂપ બની જાઉં એજ ભાવના.

રાગ-દ્વેષ મોહનો નાશ થાઓ અને વીતરાગ પદ પ્રગટ થાઓ. આ ભાવના નિરંતર અજપા જાપ રૂપ ભાવવાથી પંચ પરમેષ્ઠિના ગુણો પ્રગટ થાય છે. કેટલાએક લોકો રામ રામ જાપ કરે છે તેમ આ જાપ કરવો પરમ હિતકારી છે.

## ૬. નમસ્કારનું સ્વરૂપ અને ફળ.

**દુહો**—વાર વાર પ્રભુ વંદના, શુદ્ધ ભાવે કરાય;
કારણ સત્યે કાર્યની, સિદ્ધિ નિશ્ચય થાય. ॥૧॥

**ભાવાર્થ**—વારંવાર નિરંતર જે ભાવ વંદન કરે એટલે પ્રભુ તુલ્ય ગુણો પોતાના આત્મામાં પણ છે

તેવી ભાવના સાથે તેવા ગુણો પ્રગટ કરતો થકો વંદન કરે છે તે પોતે પ્રભુ બને છે, જેને નિમિત્ત કારણ-સત્ય છે અને ભાવ શુદ્ધ છે તેને અવશ્ય સિદ્ધિ થાય છે.

(૧) **દ્રવ્ય નમસ્કાર**—મનની એકાગ્રતા વિના જે વચનથી સ્તુતિ અને કાયાથી નમસ્કાર કરે છે, તેને વચન અને કાયાથી જે પાપ થતું હતું તે અટકે છે અને પુણ્યની પ્રાપ્તિ થાય છે.

(૨) **વ્યવહાર નમસ્કાર**—મન એકાગ્ર રાખી જે જ્ઞાન ચારિત્રાદિ ગુણોની સ્તુતિ અને નમસ્કાર કરે છે તેને બહુ નિર્મળ પુણ્યની પ્રાપ્તિ અને શુદ્ધ ઉપ-યોગ ( રાગ દ્વેષ રહિત પરિણામ ) તેટલી નિર્જરા ( કર્મ નાશ ) થાય છે.

(૩) **ભાવ નમસ્કાર**—પ્રભુના જેવા ગુણો મારા આત્મામાં પણ છે તે પ્રગટ કરવા પ્રભુએ ધારણ કરેલ જ્ઞાન દર્શન ચારિત્ર તપ ધર્મ આદરૂં એવી દૃઢ ભાવના

કરનાર બહુ નિર્જરા ( કર્મનાશ ) અને અતિશય પુણ્ય પ્રાપ્તિ કરે છે.

(૪) **નિશ્ચય નમસ્કાર**—જે રાગદ્વેષ મોહ રહિત પોતે પ્રભુ તુલ્ય પોતાનું સ્વરૂપ વિચારી આત્મ ધ્યાનમાં વિચરે છે તે પ્રભુ બને છે, મોક્ષ પામે છે.

નમવું-નમસ્કાર કરવા એટલે જેને નમીએ છીએ, તેમના જેવા બનીએ છીએ માટે સદ્‌ગુણી અને પવિત્ર આત્માઓને સદા નમસ્કાર કરવા.

આત્માની વિશુદ્ધ દશાને પામેલા અરિહંત પ્રભુ તથા સિદ્ધ પ્રભુ અને આત્માની વિશુદ્ધ દશા પામવા જેમણે પ્રયાસ શરૂ કર્યો છે એવા આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ; એ પંચ પદનું નામોચ્ચારણ સિદ્ધિદાયક, સ્વસ્વરૂપ કરાવતો મંત્ર તેજ નવકાર મંત્ર.

ટૂંક અક્ષરોમાં, ટૂંક ઉચ્ચારણમાં, થોડા પરીશ્રમે, થોડા સમયમાં, મૌનપણે કાર્ય સિદ્ધિ કરનાર અણમોલ સાધન તેજ મંત્ર; ટૂંકામાં તારે તે મંત્ર; અતિ ઉંચ્ચ ધ્યેયને ફલીત કરવા શીઘ્ર ગતિ આપી શકે તેવી શક્તિ તે મંત્ર.

નવકાર મંત્રનો ઉચ્ચાર કરો તે વખતે તેમાંજ મગ્ન રહો. તમારા આત્મામાં ઓતપ્રોત થઈ જાઓ. તમારી નસે નસમાં આ ધ્વની જાગ્રત કરો. તમારી હૃદય ઘટિકામાં તેના ખટકારા થવા દો. તમારા રૂધીરના ટીપે ટીપામાં આ મંત્રનો મધુર રસ રેડો એટલે તમે પોતે સત્ય સ્વરૂપ થઈ રહેશો અને સર્વ પ્રકૃત્તિ તમારી સમક્ષ સેવિકા થઇ હાથ જોડી ઉભી રહેશે. એક વખત અનુભવથી ખાત્રી કરો.



## ૭. સમ્યક્ત્વ.

જૈનધર્મનો મૂળપાયો સમકીત ઉપર છે. અને તે ઉપર શાસ્ત્રોની ઇમારત ચણાઇ છે. જેમ એકડા વગરના મીંડાની સંખ્યા નકામી છે. તદ્વત સમકિત વિના સર્વ ક્રિયા અને ચારિત્ર શુષ્ક છે.

શ્રી ઉત્તરાધ્યયનજી સૂત્રના ૨૮ માં અધ્યયનમાં ફરમાવ્યું છે કે, અનાદિકાળથી આ જીવ જ્ઞાનાવરણિય આદિ આઠ કર્મના બંધનથી યુક્ત છે અને સમ્યગ્

જ્ઞાન, સમ્યગ્ દર્શન, સમ્યગ્ ચારિત્ર અને સમ્યગ્ તપનું સેવન કરવાથી એ બંધનથી મુક્ત થઈ શીઘ્ર શીવ-રમણીને વરે છે. તેજ અધ્યયનમાં પુનઃ ફરમાવે છે કે, જીવ–અજીવ આદિ તત્ત્વોનું જેવું સ્વરૂપ છે તેવું જાણવું તે સમ્યગ્ જ્ઞાન છે. જીવ–અજીવ આદિ તત્ત્વોની શ્રદ્ધા તે સમ્યગ દર્શન છે. સંસાર બંધનના કારણભૂત હીંસા વગેરે ક્રિયાઓનો ત્યાગ તથા મોક્ષના કારણભૂત સામાયિક આદિ ક્રિયાઓનું પાલન કરવું તે સમ્યગ્ ચારિત્ર છે અને જે ક્રિયાઓનું પાલન કરવાથી સંચિત કર્મોનો ક્ષયં થાય તેવી ક્રિયાને સમ્યગ્ તપ કહે છે.

શુદ્ધ દેવ, શુદ્ધ ગુરૂ અને શુદ્ધ ધર્મની ઓળખાણ થવી તે સમ્યક્ત્વ છે.

૧. જેણે રાગ દ્વેષ જીત્યા છે અને અઢાર દોષ રહિત છે તેવા શ્રી અરીહંત ભગવાન તે શુદ્ધ દેવ.

૨. શ્રી વીતરાગ પ્રભુએ ફરમાવેલ આજ્ઞા પ્રમાણે વિચરનાર, પંચ મહાવ્રતના પાળનારા, શુદ્ધ આત્મબોધના દેનાર એવા આત્માર્થી સુસાધુ તે ગુરૂ.

૩. દુર્ગતિમાં પડતા બચાવનાર, દયા અને વિનયનો સ્તંભ એવો શ્રી વિશ્વ ધર્મ તે શુદ્ધ ધર્મ.

આવા અતિ ઉપયોગી સમ્યક્ત્વને પ્રગટ કરવા પહેલાં નીચેની ચાર ગુણોની ભાવના ભાવવી:—

મોક્ષનું બીજ સમકિત અને સમકિતનું મૂળ કારણ ચાર ભાવના છે માટે અવશ્ય હંમેશાં ચિંત્વન કરી તે ગુણો પ્રાપ્ત કરવા જોઈએ. આ ચાર ગુણો પ્રગટ થયા પછી સમકિત પ્રગટ થાય છે.

**દુહો**—ગુણીજનોકું વંદના, અવગુણ દેખ મધ્યસ્થ;
દુઃખી દેખ કરૂણા કરે, મિત્ર ભાવ સમસ્ત. ॥૧॥

૧. **પ્રમોદ ભાવના**—એટલે સદા ગુણાનુરાગી થવું. બધાના ગુણ લેવા. બીજાના ગુણ દેખી ખુશી થવું અને વિચારવું જે આપણામાં એવા ગુણો પ્રગટ થાઓ.

૨. **માધ્યસ્થ ભાવના**—એટલે સમભાવ. બધાના દોષોને ભુલી જવા, બીજાના દોષ દેખી, ક્રોધ, દ્વેષ કરવો નહીં પરંતુ કર્મનું સ્વરૂપ વિચારી પોતાનો

આત્મા એવા દોષોથી બચે એવી ભાવના ભાવવી. સુખમાં રાજીપણું, દુઃખમાં બેરાજીપણું ન થાય-સદા રાગ દ્વેષ રહિત સમભાવમાં રહું એવી શક્તિ પ્રગટ થાઓ. **દુહો**-"દુર્જન ક્રુર કુમાર્ગરતોંપર, ક્ષોભ નહિ મુજને આંવે; સામ્યભાવ સદા રહે તેપર, એહવી •પરીણુતી મુજ થાવે. ॥ ૧ ॥

૩ **કરૂણા ભાવના**—શારીરિક અને માનસિક દુઃખ કરવું તે દ્રવ્ય કરૂણા ભાવના છે અને અજ્ઞાન, કષાય ( ક્રોધ માન માયા લોભ ) મિથ્યાત્વ છોડાવવું તે ભાવ કરૂણા છે, જે દિવસે હું મારી અને બીજાના આત્માની ભાવ કરૂણા કરીશ તે દિવસે ધન્ય થશે, પાપોથી પોતે બચવું તથા બીજાઓને બચાવવા તે ભાવ કરૂણા છે તેમાં બહુ લાભ છે, અને તે સાચું સુખ આપે છે.

૪. **મૈત્રી ભાવના**—જગતમાં જીવ માત્રને પોતાના જીવ સરખા સમજીને કોઈ પણ જીવની હિંસા ન કરવી, બધાનું ભલું ચાહવું તે સ્વ-પર દ્રવ્ય મૈત્રી

ભાવના છે અને સ્વ (પોતાના) આત્માના સાચા મિત્ર બનીને પોતાનું અજ્ઞાન, મિથ્યાત્વ, કષાયને છોડીને સમ્યગ્ જ્ઞાન, દર્શન, ચારિત્રનું આરાધન કરવું તે સ્વભાવ મૈત્રી ભાવના છે. મને આ ચારે ભાવનાના ગુણોની પ્રાપ્તિ થાઓ.

## ચાર ભાવના.

[ હરિગીત છંદ. ]

સૌ પ્રાણી આ સંસારના, સન્મિત્ર મુજ વ્હાલા થજો,
સદ્‌ગુણમાં આનંદ માનું, મિત્ર કે વેરી હજો;
દુઃખીઆ પ્રતિ કરૂણા અને દુશ્મન પ્રતિ મધ્યસ્થતા,
શુભ ભાવના પ્રભુ ચાર આ, પામો હૃદયમાં સ્થિરતા ॥૧॥

**ભાવાર્થઃ**—(૧) **મૈત્રી ભાવના**-સંસારના સર્વ જીવોને મારા અંતરના મિત્રો ગણી સર્વનું હીત ઇચ્છું છું અને તેઓના સર્વ દુઃખ નાશ થાઓ તેમ ચાહું છું.

(૨) **પ્રમોદ**—ગુણાનુરાગ ભાવના મારૂં ભલું કરનાર મિત્ર કે મને દુઃખ આપનાર શત્રુ બન્નેના ગુણો જોઉં છું. મિત્ર થનારે સદ્‌ગુણ પુષ્ટ કર્યો છે. શત્રુ

થનારે દોષથી બચવા અને સત્યમાં દ્દઢ રહેવા પ્રેરણા કરી છે.

(૩) **કરૂણા**—દુઃખીના દુઃખો દૂર કરવા સદા તત્પર રહું, સાચું દુઃખ, અજ્ઞાન, મિથ્યાત્વ અને કુ-ચારિત્ર ગણી તે પોતાનું તથા બીજાનું દૂર કરૂં.

(૪) **માધ્યસ્થ**—સમતા ભાવના–સર્વ જીવ અને સર્વ સંયોગો પ્રતિ સમભાવ રાખું.

આ ચાર ભાવના સદા પ્રગટ રહો એજ ઈચ્છું છું.

આપણા જીવે અનાદિ કાળ થયા સમકિત ભાવના ન ભાવવાથીજ અનંત જન્મમરણના દુઃખો ભોગવ્યાં છે. જેમ સૂર્ય ઉદય થતાં બધે સ્થળેથી અંધકાર નાશ પામે છે, તેમ સમકિત ગુણ પ્રગટ થતાં બધી જાતનાં દુઃખો અને દોષો નાશ પામે છે.

આ સમકિત ગુણ પ્રગટ થયા પછી મોક્ષની પ્રાપ્તિ નિશ્ચયે થાય છે. આવી કલ્યાણકારી ભાવનાઓ શાસ્ત્રકારોએ અને પુર્વાચાર્યોએ ભાવદયાથી અનંત જન્મ મરણના દુઃખોથી બચાવવા ભવ્ય જીવો માટે ફરમાવી છે.

આત્માથી જુદી વસ્તુને પોતાની માનવારૂપ મિથ્યાત્વ નાશ થાઓ. અવિકારી, શુદ્ધ જ્ઞાન સ્વરૂપ આત્મા તેજ મારૂં સત્ય સ્વરૂપ એવી દ્રઢ શ્રદ્ધારૂપ સમકિત ગુણ પ્રગટ થાઓ.

## ૮ તીર્થંકરગોત્ર ઉપાર્જન કરવાના જ્ઞાતા સૂત્રમાં ભગવંતે ફરમાવેલ ૨૦ બોલ.

૧. શ્રી અરિહંત ભગવાનના ગુણગ્રામ કરતો થકો જીવ જઘન્ય કર્મની ક્રોડો ખપાવે, ઉત્કૃષ્ટ રસ આવે તો તીર્થંકર ગોત્ર ઉપાર્જન કરે.

૨. શ્રી સિદ્ધ ભગવાનના ગુણગ્રામ કરે તો.

૩. દયા માતાની આઠ પ્રવચનની આરાધના કરે તો.

૪. ગુણવંત ગુરૂના ગુણગ્રામ કરે તો.

૫. સ્થીવર ભગવાનના ગુણગ્રામ કરે તો.

૬. બહુસૂત્રીના ગુણગ્રામ કરે તો.

૭. તપસ્વીના ગુણગ્રામ કરે તો.

૮. ભણ્યો ગણ્યો જ્ઞાન વારંવાર ચિંતવે તો.

૯. શુદ્ધ સમકિત આરાધે તો.

૧૦. સાત પ્રકારે તથા પંચાવન પ્રકારે વિનય ભક્તિ કરે તો.

૧૧. કાળોકાળ અવશ્ય પ્રતિક્રમણ કરે તો.

૧૨. લીધેલાં વ્રત પ્રત્યાખ્યાન નિર્મળ પાળે તો.

૧૩. ધર્મધ્યાન, શુકલધ્યાન નિર્મળ પાળે તો.

૧૪. બાર ભેદે તપશ્ચર્યા કરે તો.

૧૫. અભયદાન, સુપાત્ર દાન દે તો.

૧૬. દશ પ્રકારે વૈયાવચ્ચ કરે તો.

૧૭. અપૂર્વ શાસ્ત્ર ભણે તો.

૧૮. અપૂર્વ શાસ્ત્રની વિનયભક્તિ કરે તો.

૧૯. આગલી રાત્રી તથા પાછલી રાત્રી ધર્મ જાગરિકા કરે તો.

૨૦. ગામ નગર પુર પાટણ વિચરતો, સમકિત સ્થાપતો, મિથ્યાત્વ ઉડાડતો જૈન ધર્મને દીપાવે તો.



## ૯ વહેલા વહેલા મોક્ષ મેળવવાના ભગવંતે ફરમાવેલ ૨૩ બોલ.

૧. આકરી આકરી તપશ્ચર્યા કરે તો.
૨. મોક્ષની વાંછના કરે તો.
૩. શુદ્ધ મનથી શાસ્ત્ર શ્રવણ કરે તો.
૪. શુદ્ધ મનથી શાસ્ત્ર પઠન કરે તો.
૫. પાંચ ઇંદ્રિય દમન કરે તો.
૬. છ કાયની દયા પાળે તો.
૭. સાધુ સાધ્વીની સેવા કરે તો.
૮. આપ ભણે અને અન્યને ભણાવે તો.
૯. નવકોટિએ પ્રત્યાખ્યાન કરે તો.
૧૦. સ્વધર્મ ઉપર સાચો સ્નેહ રાખે તો.
૧૧. કષાય ન કરે તો.
૧૨. ક્ષમા કરે તો.
૧૩. લાગેલા પાપની આલોચણા કરે તો.
૧૪. લીધેલ વ્રત પ્રત્યાખ્યાન નિર્મળ પાળે તો.
૧૫. શુદ્ધ મનથી શિયળ પાળે તો.

૧૬. ચાર તીર્થ (સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા)ને શાતા ઉપજાવે તો.

૧૭. નિર્વદ્ય (પાપરહિત) ભાષા બોલે તો.

૧૮. લીધેલ વ્રત નિયમ ઠેઠ સુધી પાર પહોંચાડે તો.

૧૯. ધર્મધ્યાન, શુકલધ્યાન ધ્યાવે તો.

૨૦. પ્રતિમાસ ૭ ૭ પોષધ કરે તો.

૨૧. કાળોકાળ અવશ્ય પ્રતિક્રમણ કરે તો.

૨૨. આગલી રાત્રી તથા પાછલી રાત્રી ધર્મ જાગરિકા કરે તો.

૨૩. પંડિત મરણે મરે તો.

---

## ૧૦ શ્રાવકના ત્રણ મનોરથ.

૧ હે પ્રભુ! મારા જીવને ચાર ગતિ, ચોવીશ દંડકમાં પરિભ્રમણ કરાવનારો, નરકમાં લેઈ જવાવાળો છેદન ભેદન કરાવવાવાળો, જન્મમરણ કરાવનારો, દુ:ખનો દાતાર. કર્મ બંધનનું ખાતુ, કુબુદ્ધિ પ્રેરક, સુબુદ્ધિથી વિમુખ કરાવનાર, જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ

લક્ષ્મીનો લુંટનાર, મોહનીય કર્મ બંધાવનાર, રાગદ્વેષનો વધારનાર, કામ, ક્રોધ, વિષયને પુષ્ટિ કરનાર, પ્રપંચ કરાવનાર, મોહ, મદને વધારનાર, ધર્મનો શત્રુ, દયા સંતોષ ને ક્ષમાને હાનિ કરનાર, મહા મિથ્યાત્વનો ભંડાર, અઢાર પાપસ્થાનકનો સેવન કરાવનાર, મ્હારા આત્મિક સુખનો નાશ કરાવનાર એવો દુષ્ટ આરંભ ને પરિગ્રહ હે પ્રભુ! તેનાથી હું કયારે મુક્ત થઇશ! જ્યારે તેવા આરંભ અને પરિગ્રહથી મુક્ત થઈશ ત્યારે મ્હને ધન્ય થશે. તે દિવસને, તે ઘડીને ધન્ય થશે! એવો અપૂર્વ સમય હું કયારે જોઇશ? ત્વરિત ગતિએ એવો શુભ અવસર મ્હને સાંપડે તેવી મ્હારી ભાવના છે.

૨ હે પ્રભુ! પંચ મહાવ્રત ધારણ કરી, મુનિના સત્તાવીશ ગુણ સહિત, છકાયનો પીયર, છકાયની રક્ષા કરવાવાળો, રાત્રિ ભોજનનો અને કંચન કામિનીનો ત્યાગી, મહા વૈરાગી, આત્માર્થી, જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી લક્ષ્મીને કયારે ધારણ કરીશ? સૂત્ર, સિદ્ધાં-

તનો જાણુ, દયાવંત, ક્ષમાવંત, લજ્જાવંત, એવો **પરમ મુનિ** ક્યારે થઈશ ? જ્યારે તેવો **પરમ મુનિ** થઇશ ત્યારે મ્હારૂં જીવતર સાર્થક થશે. મ્હારા મનુ-જન્મની ઇતિશ્રી થશે. હે પ્રભુ ! મ્હારો આ બીજો મનોરથ સફળ હોજો !

૩ હે પ્રભુ ! ચારે આહારનાં પચ્ચખાણ કરી, અઢાર પાપસ્થાનકથી નિવર્તિ અરિહંત, સિદ્ધ, સાધુ, તથા કેવળી પ્રરૂપેલ ધર્મ એ ચાર શરણ સાથે દેવ અરિહંત, ગુરૂ નિર્ગ્રંથ અને કેવળી પ્રરૂપ્યા ધર્મની શ્રદ્ધા સાથે, શ્રી મહાવીર પ્રભુનું સ્મરણ કરતાં, પોદ્-ગલિક સર્વ વસ્તુને વોસરાવી જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ આત્મ વસ્તુ સાથે આત્મપ્રાણ બાંધી માત્ર મોક્ષની અભિલાષાએ સંથારો ક્યારે કરીશ ? અને પંડિત મરણે ક્યારે મરીશ ? હે પ્રભુ ! ધન્ય તે પળને કે જે પળે મ્હને સંથારાનો સુભાગી અવસર પ્રાપ્ત **થશે.** હે પ્રભુ ! આ મ્હારો ત્રીજો મનોરથ સફળ હોજો !

# ૧૧ માર્ગાનુસારીનું સ્વરૂપ.

## ( માર્ગાનુસારીના ૩૫ બોલ. )

### ભાગ ૧ લો.

(૧) પ્રશ્ન–માર્ગ એટલે શું ?

ઉત્તર–માર્ગ એટલે રસ્તો. જે ખરાબ સ્થાને લેઇ જાય તે કુમાર્ગ કહેવાય છે, અને જે સારે સ્થાને લેઇ જાય તે સુમાર્ગ કહેવાય છે. કુમાર્ગ દુઃખનું કારણ છે, અને સુમાર્ગ સુખનું કારણ છે. હિંસાદિ અઢાર પાપ તે કુમાર્ગ અને અઢાર પાપનો ત્યાગ તે સુમાર્ગ છે.

(૨) પ્રશ્ન–માર્ગાનુસારી એટલે શું ?

ઉત્તર–જે માર્ગને અનુસરે, જે માર્ગ ઉપર ચાલે તેને માર્ગાનુસારી કહે છે.

(૩) પ્રશ્ન–સુમાર્ગના કેટલા પ્રકાર છે ?

ઉત્તર–ગુણોની વૃદ્ધિ પ્રમાણે સુમાર્ગના અનેક પ્રકાર છે. તેની મુખ્ય ચાર અવસ્થા છે (૧) નીતિધર્મ (૨) સમકિત ધર્મ (૩) શ્રાવક ધર્મ અને (૪) સાધુ

ધર્મ-આ ચારમાં ઉંચુ પદ લેનારમાં નીચેના સદ્ગુણો અવશ્ય જોઇએ.

(૪) પ્રશ્ન-નીતિધર્મમાં દાખલ થવાના કેટલા ગુણ છે ?

ઉત્તર-પાંત્રીશ છે. તેને પાંત્રીશ માર્ગાનુસારીના ગુણ કહે છે. તેથી નીતિમય જીવન બને છે અને તે સમકિત ગુણને પાત્ર થઈ શકે છે.

(૫) પ્રશ્ન-માર્ગાનુસારીના પાંત્રીસ ગુણો કયા કયા છે?

ઉત્તર-(૧) **ન્યાયસંપન્ન ધન**-ન્યાયથી મેળવેલ દરેક વસ્તુ હોય. અન્યાયથી કંઈ પણ ન મેળવે. ધન એટલે દરેક આવશ્યક વસ્તુ સમજવી. મકાન, પૈસો, ખાવા પીવાના પદાર્થ, કપડાં, ઘરેણાં, યશોકીર્તિ, પશુ, દાસ દાસી વિગેરે (સચિત ધન એટલે સચિત વસ્તુ અને અચિત ધન એટલે અજીવ વસ્તુ)

(૧) અસત્ય વચન, કપટ, દગો, મર્યાદાથી વધારે નફો લેવો, હિંસક વ્યાપાર, દેશ તથા ધર્મને બાધક વ્યાપાર વિગેરે અન્યાય છે.

(૨) જરૂરીઆતથી વધારે રાખવું તે અન્યાય છે.

(૩) કોઈને પહેલાં અગર પછી નુકશાન કરી મેળવેલ ધન અન્યાય છે.

**(૨) સાત કુવ્યસન ત્યાગ**-(૧) જુગાર (૨) ચોરી (૩) પરસ્ત્રી (૪) વેશ્યા (૫) દારૂ (૬) માંસ (૭) શિકાર.

(૩) **અભક્ષ્ય ત્યાગ**-જેમાં ત્રસ જીવ પ્રાયઃ કરી ઉત્પન્ન થતા હોય અથવા જે ખાવાથી વિકાર ઉત્પન્ન થાય તેવા પદાર્થ અભક્ષ્ય છે.

(૪) **સમાન ગુણવાળા સાથે સંબંધ કરે**—

(૧) બાળવયમાં સુશીલ બાળકો સાથે રમત રમે.

(૨) યુવાન વયમાં સદાચારી ધર્મ પ્રેમી સાથે મૈત્રી કરે લગ્ન સંબંધ કરે તો ગુણ, જ્ઞાન, સદાચાર ધર્મ, પ્રકૃતિ, આરોગ્ય અને કુળ વિગેરે સમાન અને ઉત્તમ જુએ.

(૩) વૃદ્ધાવસ્થામાં નિંદા, ગપ્પાં, વિગેરે મિત્ર-મંડળ છોડી ધર્મ વાંચન કરનારાની સેવામાંજ રહે.

(૪) બધી વયમાં ઉત્તમ ધર્મગુરૂ તથા ધર્મ વાંચન મનનથી સુસંગતિ રાખે.

(૫) **પાપ ભીરૂતા**–સદા પાપથી ડરે. ખરાબ કામ કદી કરે નહિ. એકાંતમાં પણ પોતાનો આત્મા તથા અનંત સિદ્ધ પરમાત્મા દેખે છે. જેવી રીતે ઝેર દેખીને ખાય કે દેખ્યા વિના ખાય પણ મરણ તો નીપજે તેવી રીતે પાપ ગુપ્ત કરો કે પ્રગટ પણ તેનાં ફળ તો અવશ્ય ભોગવવાં પડશે.

(૬) **દેશાનુસાર વર્તન**–દેશનું હિતકલ્યાણ થાય તેવું ધર્મયુકત વર્તન રાખે, આજ હિંદુસ્તાનમાં કરોડો મનુષ્યો અડધા ભુખ્યાં સુવે છે તો એશઆરામ તથા ફજુલ ખર્ચ કરવાં તે નીતિ ધર્મના ભંગનું કારણ છે.

(૭) **પરનીંદા**–બીજાના સાચા દોષો તેની પીઠ પાછળ કહેવા તેને પરનિંદા કહે છે.

(૧) બીજાના દોષ બોલવાથી તે દોષ આપણામાં દાખલ થાય છે.

(૨) પરસ્પર દ્વેષ વધે છે.

(૩) મન અને વચનની એવી શક્તિ છે કે સામો ધણિ હજારો ગાઉ દૂર હોય છતાં વૈર ઉત્પન્ન કરે છે.

(૪) વગર પાપ કર્યે દુર્ગતિમાં જવાનો સહેલો ઉપાય પરનિંદા છે.

જે લોકો સારૂં વાંચન મનન નથી કરતા તેમને નવરા બેઠાં પરનિંદા સુઝે છે માટે નવરા ન રહેવું.

**(૮) ઘણાં દ્વારવાળું ઘર ન રાખે**–જેથી ચોર આદિનો ભય ન રહે. કોઇ ગુપ્તપણે કુમાર્ગે ન જાય તથા ઘણાં આશ્રવ કર્મ આવવાના કામ ન કરે.

**(૯) સારો પાડોશ રાખે**–જેથી લડાઇ વિગેરે ન થાય તથા ચારિત્રમાં દોષ ન આવે. બધા પ્રસંગોમાં સત્સંગ રાખે જેથી સદ્‌ગુણો વધે, અને દુર્ગુણો ઘટે.

**(૧૦) અતિ ગુપ્ત તથા અતિ પ્રગટ વાસ ન કરે**–અતિ ગુપ્તમાં ભય યા અકસ્માતના વખતે બચાવનાર ન મળે તથા દુરાચારનો ભય છે, અને અતિ

પ્રગટમાં જ્યાં ત્યાં નજર જઇ અનેક બુરી વાસના વધે, મન ચંચલ થાય.

(૧૧) **ગુણીજનનીજ સંગતિ કરે**–વ્યાપાર કરવો, ફરવા જવું, મિત્ર રાખવા, વાતચીત કરવી, વિશ્રામ લેવો, મુસાફરી કરવી, પાડોશમાં રહેવું વિગેરે બધા કામમાં ગુણીજનનીજ સંગતિ કરે; કારણ સોબત તેવી અસર. અફીણના છોડને પાયેલ પાણી વિષ બને છે અને શેરડીના વાડને પાએલ પાણી મીઠું થાય છે. ગંગા નદીનું પાણી બહુ મીઠું છે છતાં દરીયામાં મળતાં ખારૂં થાય છે. ગટરમાં નાખવાથી ગંદુ બને છે. માટે હંમેશાં સત્સંગમાં રહેવું.

(૧) જ્ઞાન અને ચારિત્ર યુક્ત સદ્ગુરૂની અમૃત વાણી સાંભળવી, હિતશિક્ષા ગ્રહણ કરવી તે શ્રેષ્ઠ સત્સંગ છે. આવો સત્સંગ અવશ્ય કરે.

(૨) જ્યારે સદ્ગુરૂનો સમાગમ ન હોય ત્યારે તેવાજ ઉત્તમ પુરૂષનું નૈતિક, ધાર્મિક અથવા તત્ત્વનું

પુસ્તક એકાગ્રતાથી વાંચવું, મનન કરવું તે પણ શ્રેષ્ટ સત્સંગ છે.

(૩) છેવટે સુશીલ મિત્રો સાથે પરનિંદા, ગપ્પાં છોડી ધાર્મીક, નૈતિક, તથા જીવન સુધારે તેવા પવિત્ર વિચારોની આપ લે કરવી તે સત્સંગ છે પરંતુ કદી પણ કુસંગમાં ન પડવું.

(૪) ચારિત્ર વિનાના મનુષ્ય અથવા નોવેલ અને તેવાંજ નકામાં મગજને વિકારી કરનાર વાંચનો, નાટકો, સીનેમા વિગેરે કુસંગ છે. તલવાર શરીરને કાપે છે જયારે કુસંગ આત્માને છિન્નભિન્ન કરે છે માટે સદા કુસંગ છોડી સત્સંગી થવું જોઇએ.

(૧૨) **વિનયવાન**—અભિમાનરહિત આત્મા અનંત જ્ઞાન દર્શન, સુખ શક્તિ યુક્ત છે તો તુચ્છ વસ્તુની પ્રાપ્તિમાં ગર્વ શાને કરૂં! એમ વિચારી સદા વિનયવંત રહે. શરીર, બળ, રૂપ, ધન, સત્તા અને વૈભવ આત્માની વસ્તુ નથી. બધી જડ વસ્તુ છે અને આત્માએ તેને અજ્ઞાનથી પોતાની માની છે. કોઈની

ટકી નથી. રાવણ જેવા ત્રણ ખંડના મહારાજા અને અનેક ચક્રવાત બધું છોડી ગર્વથી નરકમાં ગયા છે માટે સદા ગર્વ-અભિમાન-અહંકાર છોડી વિનયવાન થાય.

વધારે ગુણી પ્રતિ ભક્તિ, સમાન સાથે મૈત્રી અને નાના સાથે પ્રેમ રાખે એટલે ગુણ ગ્રહણ કરે. મીઠાશથી હિતશિક્ષા આપે. વિનયના પાંચ પ્રકાર છે.

(૧) જ્ઞાન વિનય—હંમેશાં કંઈક પણ સારૂ જ્ઞાન અવશ્ય શીખે, વાંચે, જ્ઞાનીની સંગતિ કરે તથા વિનય ભક્તિ કરે.

(૨) દર્શન વિનય—જેથી કરી વિવેકબુદ્ધિ પ્રગટે, સારી સમજણ થાય તેવી ભાવના ભાવે તથા તેવા ઉત્તમ આત્માઓની વિનય ભક્તિ કરે તથા સંગતિ કરે. સમકિત ભાવના ભાવે.

(૩) ચારિત્ર વિનય—પોતે કંઇક પણ જે સારૂં સમજે તે વર્તનમાં મુકે, દોષનો ત્યાગ કરી સદ્‌ગુણ ધારણ કરે તથા ચારિત્રશીલ પુરૂષની વિનયભક્તિ કરે તે ચારિત્ર વિનય છે.

(૪) તપ વિનય—સ્વયં ઈચ્છાને દાબે, બુરી વાતની ઇચ્છા ન થવા દેવી તે તપ વિનય, તપસ્વી પુરૂષોની વિનય ભક્તિ કરે.

(૫) વ્યવહાર વિનય—મોટા આવે એટલે ઉભા થવું. જાય એટલે પહોંચાડવા જવું. ગમે તે આવે તેને આદર આપવો. "પધારો" તેમ કહેવું. શી આજ્ઞા છે ? વિગેરે પુછવું. બોલાવે કે, "જી હાજર" વિગેરે વિનયના શબ્દથી ઉત્તર આપવો. ઉઠીને માતા, પિતા, વડિલ, કુટુંબીઓને પગે લાગવું. મોટેરા ઉંચે શબ્દે કહે તે શાંતિથી સાંભળી ધીમેથી હાથ જોડી કહેવું કે "મારી ભૂલ થઇ માટે ક્ષમા કરો," હવેથી ધ્યાન રાખીશ. કદિ પોતે ભૂલ ન કરી હોય તો તે વખતે શાંત રહી બીજે સમયે વિનયપૂર્વક વાત કરવી વિ-ગેરે વિનય તે વ્યવહાર વિનય છે.

વિનય ધર્મનું મૂળ છે અને વિનયથી વિદ્યાની પ્રાપ્તિ થાય છે. વિનયગુણ બહુ મોટો છે. તેનામાં બધા ગુણો ગ્રહણ કરી શકાય છે. વિનય તે વશિકરણ

મંત્ર છે. ગમે તેવો ક્રોધી પણ વિનયથી શાંત થાય છે, માટે સદા શુદ્ધભાવે કપટ રહિત, લાલચ રહિત, વિનય કરવો એ નૈતિક જીવનનું ઉત્તમ લક્ષણ છે.

**(૧૩) ભયવાળા સ્થાનનો ત્યાગ કરે—** નકામુ જોખમ ન ઉઠાવે. ઓળખાણ વિના સાથ ન કરે, ઓળખાણ વિના નાણાં ન ધીરે. દયા ભાવથી આપી દે પણ વેપાર ખેડવા જોખમનું કામ ન કરે. ઉંડા પાણીમાં પરીક્ષા કરવા ન ઉતરે, ખોટુ સાહસ કરી કોઇ વસ્તુ ઢોળાઈ જાય કે પોતાને ગંભીર હાની થાય એવું કામ ન કરે. જે મકાન પડે તેવું હોય યા ચોરાદિનો ભય હોય ત્યાં વિસામો લેવા ન રોકાય વિગેરે ભયના સ્થાન એટલે પ્રસંગ હંમેશાં છોડે.

## (૧૪) ઉપજ ખર્ચનો હિસાબ રાખે—

(૧) કમાણી થાય તેમાંથી ઓછામાં ઓછો ચોથો ભાગ ($\frac{1}{4}$) પરમાર્થ સારા કામમાં ખર્ચ કરે.

(૨) ચોથો ભાગ ભવિષ્યની પ્રજાને વિદ્યાદાન

આપવા ( ભણાવવા ) તથા વૃદ્ધાવસ્થા આદિ કામો માટે સાચવી રાખે.

(૩) પેદાશના અર્ધા ભાગમાં જરૂરી ખર્ચ કરે અને કરકસરથી કામ લે. બે ચીજની જરૂરીઆતમાં એકથી ચલાવે, કારણ દશ ચીજ ખાય તો પણ પેટ ભરાય છે. ઘણી વસ્તુઓ ખાવાથી કંઇ પણ લાભ નથી, કેવળ રોગ વધે છે ને જલદી પરલોકમાં જવું પડે છે. વળી વધારે ખર્ચ કરતાં વધારે કમાવું પડે છે ને તે ન મળે તો અનીતિ સુઝે છે. માટે સદા કરકસરવાળું, સાદુ, સ્વાવલંબી, નિરાભિમાની જીવન રાખવું. ખાવાની જેમ પહેરવાનાં કપડાં, રહેવાનાં ઘર, ને લોકરિવાજમાં ખોટી શોભા તત્કાળમાં ને ભવિષ્યમાં દુઃખોથી ભરપુર છે; અજ્ઞાનતાથી ક્ષણભર સારી લાગે છે. જેમ સોજા ચઢેથી શરીર જાડુ દેખાય તથા સન્નિપાત થતાં શરીરમાં બળ આવે તે સુખ માટે નહિ પણ દુઃખ માટે છે, જીવન વધારવા માટે નહિ પણ જીવનનો અંત લાવવાનાં ચિન્હ છે. તેવી રીતે ઉડાઉ

ખર્ચ, એશઆરામ, નાટક ચેટકના ખર્ચ, મોટા લગ્નસરાના ખર્ચ, નાત જાત જમાડવાનાં ખર્ચ, હોટલ અને ઘેર બહુ સ્વાદ લેવાનાં ખર્ચ, ફેન્સી કપડાં ને રેશમી વસ્ત્રોનાં ખર્ચ, બીન જ રીઆત તથા દુઃખવધક જાણી ન કરે.

જે દેશમાં આશરે વસ્તીનો આઠમો ભાગ ચાર કરોડ માણસને રોજ ભુતુયા સુવુ પડે છે ત્યારે ત્યાંના દેશબંધુઓ એશઆરામ કરે, ઉડાઉ બને તે ઘોર પાપ કરે છે, અનીતિ કરે છે. ૧. મોજમજામાં ખર્ચ કરનારનું જ્ઞાન તે સોજા ચઢેલ કે સંન્નિપાત થયે શરીર સુધર્યાનું માની ખુશી થવા જેવું અજ્ઞાન છે. ૨. નીતિવાન બનવાની ઇચ્છાવાળાએ પોતાની બધી શક્તિ અને સંપત્તિ સુશિક્ષા અને સદાચારની વૃદ્ધિમાંજ ખર્ચ કરવી જોઈએ. માર્ગાનુસારી જીવ પણ કરકસર કરી બધી બચત સુયોગ્ય સુવ્યવસ્થાપક દ્વારા પરોપકારમાં ખર્ચ કરાવે.

સાદાઇ અને કરકસરથી જે ખર્ચ ઘટે અને પૈસો

બચે તે નવો કમાયા બરાબર છે. " A penny saved is a penny got. એક પાઇ બચાવી તે એક પાઈ કમાવા બરાબર છે. વળી ઉપજ ખર્ચના હિસાબમાં પુણ્ય પાપનો હિસાબ રાખવાનું પણ આવી જાય છે. પોતે મનુષ્ય થયો છે તે મનુષ્ય જન્મ મુખ્ય ચાર ગુણો (૧) સત્ય (૨) વિનય (૩) દયા-વિવેક પૂર્ણ અહિંસા અને (૪) ગુણાનુરાગ (ઇર્ષાનો ત્યાગ) ધારણ કરવાથી મળેલ છે. એમાં એક પણ ગુણ ન હોય તો મનુષ્યભવ મળતો નથી. હવે પોતે તે ચાર સદ્ગુણ બરાબર ધારણ કરે છે કે કેમ તેનો હિસાબ રોજ રાત્રે તપાસે. જો એક પણ ગુણ અધુરો હશે તો પશુમાં જન્મ થશે ને દુર્ગુણો વધશે તો નરક ગતિ તૈયાર છે. આવો વિચાર કરી સદ્ગુણોથી અહીંજ શાંતિ, નિર્ભયતા, ઉન્નતિના લાભો ને પરભવમાં દુઃખથી બચવાનું વિચારી સદા તેને ધારણ કરે. જો ચાર સદ્ગુણથી બીજા અનેક ગુણો વધે તો કમાણી થઇ સમજવી ને તે ગુણો કાયમ રહે તો મૂળ પુંજી

રહી સમજવી. ને તે ગુણો ઘટે તો ખોટ સમજવી. ખોટ ખાનારની શી દશા થાય છે તે વિચારી કદી ખોટ પડે તેવું કામ ન કરે તે જ સદ્ધર વેપારી ગણાય છે. રોજ રાત્રે સુતા પહેલાં આખા દિવસનાં કામો વિચારી દોષો માટે અંતઃકરણથી પશ્ચાત્તાપ કરી તે દોષ સેવન કરાવનાર વાસનાને ધિઃક્કારી, નીંદી તે નાશ થાઓ તેમ પાંચ દશવાર ચિંત્વન કરી સદ્‌ગુણ પ્રગટ થાઓ, સદ્‌ગુણ પ્રગટ થાઓ તેવું ચિંત્વન કરવું.

## (૧૫) ઉચીત વસ્ત્ર આભૂષણ રાખે—

(૧) જે ચીજ વિના ન ચાલે, જે બહુ જરૂરી હોય, જે ભવિષ્યમાં કામ આવે તેવી હોય તેજ ચીજો, તેવાં ઘરેણાં ને તેવાં કપડાં રાખે. દાખલા તરીકે એક લાખ રૂપીઆનું ધન હોય તે બધું વેપારમાં જ હોય અને કાંઇ જોખમ લાગે તો તદ્દન નિર્ધન થાય જેથી અમુક રકમનું ઘરેણું વગેરે રાખે. જે વિપત્તિમાં કામ લાગે વળી જે ઘરેણાંની ઘડાઇ બહુ લાગે, માત્ર ફેન્સી કરવા માટે તેવા બનાવે તે અનુચિત

ઘરેણું કહેવાય. તેમ જે વસ્તુ વેચવાથી કે ફાટવા તુટવાથી તદ્દન નકામી જેવી થાય છે—જેવાં કે કાચના ફરનીચર કે ફેન્સી કપડાં વિગેરે અનુચીત (અયોગ્ય) કહેવાય છે.

જે કપડાં ફાટયા પછી ગરીબોને કામ આવે યા ગોદડાં થાય, જે દાગીના ગમે ત્યારે પુરાં નાણુંથી વેચી શકાય, જે ત્રાંબા પીત્તળ કે લાકડાની ચીજો ભાંગે તોય વેચવાથી પોણી કીંમત ઉપજે તેને ઉચિત્ત સાધન કહે છે. પ્રાચીન કાળમાં ભારતમાં ઉચિત ખર્ચ હતા તો આ દેશ ધન, ધાન્ય, ઋદ્ધિ, સમૃદ્ધિ, ધર્મ, દાન, પુણ્ય અને સ્વતંત્રતામાં શ્રેષ્ટ હતો. આજે નકામી શોભાનાં ખર્ચ વધારવાથી આ દેશમાં નિર્ધનતા, પરતંત્રતા, ચીંતામય જીવન અને ધર્માધતા (ધર્મનો ખોટો—અજ્ઞાનપૂર્ણ મોહ) વિગેરે દોષો ઉત્પન્ન થયા છે.

હજુ જરૂરીઆતો ઘટાડી શ્રમમય જીવન, સંયમ, બ્રહ્મચય, સુશિક્ષા, વ્યસન માત્ર ત્યાગ, સંપ, પુરૂષાર્થ ધર્મ, પ્રેમ, આદિ સદ્‌ગુણો પ્રગટ કરવામાં આવે તો

જેમ સારી હવા અને પથ્ય પાલનથી ફરી આરોગ્ય મળે છે તેમ ભારત પુનઃ સુખી થઈ શકે અને અત્યારે સુર્યના અસ્ત પામવાના જેવો જે પ્રકાશ છે તે સુરમ્ય પ્રભાતમાં ઉગતા સુર્યનાં સુવર્ણ કીરણોમાંથી ઝરતો આલ્હાદજનક મધુરો પ્રકાશ થશે.

**(૧૬) શાસ્ત્ર શ્રવણમાં એકાગ્ર ચિત્ત રાખે—** સદ્ગુરૂ પાસે યા સદ્ગુરૂના લખેલ વચન યા છાપેલ એકાગ્રતાથી હંમેશ સાંભળે અથવા વાંચે અને મનન કરે જેથી અનેક દુઃખો, ધૈર્ય અને સુબુદ્ધિથી ક્ષણમાં નાશ થઇ જાય અને સત્યમાર્ગ મળતો રહે.

જેમ ભોજન, પાણી અને હવા શરીરને પોષણ આપનાર ખોરાક છે, તેમ આત્માને પોષણ કરનાર જ્ઞાન છે.

“ **ज्ञानामृतं भोजनं**” જ્ઞાન એજ અમૃત ભોજન છે. બીજા ભોજનની તૃપ્તિ છ કલાક કે ચોવીશ કલાક ટકે છે જ્યારે જ્ઞાન ભોજનની તૃપ્તિ અનંતકાળ, અક્ષય રૂપે કાયમ રહે છે માટે સત્યજ્ઞાન આત્મજ્ઞાન પ્રાપ્ત

કરવા હંમેશાં વાંચન યા શ્રવણ રાખવું જરૂરી છે. આટલા માટે સામાયિકાદિ નીયમો નિશ્ચિત કરેલા છે જેમાં આવાં કાર્યો શાંતિથી થઈ શકે છે.

**(૧૭) યોગ્ય વખતે યોગ્ય આહાર કરે**— જયારે પુરી ભૂખ હોય ત્યારે બરાબર ચાવીને કરેલ સાદું ભોજન બહુ ફાયદાકારક થાય છે અને ભૂખ વિના જમેલ ભોજન રોગની ઉત્પત્તિ કરે છે. હંમેશાં સાદું ભોજન ભૂખ હોય એથી થોડું ઓછું કરે તો કદી પેટમાં રોગ થતો નથી ને પેટના રોગ વિના શરીર સદા નિરોગી રહે છે. કારણ બધા રોગનું મૂળ પેટ છે. જેમ વૃક્ષનો આધાર મૂળીયાં પર છે, તેને પાણી મળે તો ફળફૂલ પાંદડાં ભરપૂર આવે છે, અને મૂળ સડે તો આખું વૃક્ષ નાશ પામે છે. મીલજીનમાં બોઇ-લર બગડે તો બધા સંચા બંધ થાય છે તેમ સૌથી પહેલાં રોગ પેટમાંથી શરૂ થાય છે. વધારે ખાય, ભારે ખોરાક (બહુ ઘી, મેંદો, મીઠાઇ) ખાય, બહુ મસાલાવાળી ચીજો ( ફરસાણ, ભજીયાં, વડાં, કચોરી

સેવ, દાળ પકોડી વિગેરે) ખાય, તો હજારો રોગ દાખલ થઈ જાય છે. જેમ જરા અગ્નિ લાગતાં ઘર ચોમેરથી સળગી ઉઠે તેમ એક રોગ લાગુ પડતાં અનેક રોગ દાખલ થાય છે. આજે જનસમાજ બહુ રોગી થાય છે તેનું કારણ ખાવાપીવામાં સંયમ નથી. ગામડાના લોકો રોટલા છાશ અને કઢી ખાય છે તો નિરોગી રહે છે. શહેરના ધનવાન કુટુંબો બહુ ખાય છે તો ડોકટરના ચાલુ ઘરાગ રહે છે, કડવી ને ગંધાતી દવાઓ પીવાના દુઃખ ઉપરાંત પૈસાનો નાશ, શરીરનો નાશ, સુખનો નાશ, આયુષ્યનો નાશ, અને અનેક જીવોની હિંસાની દવાઓ ને રસો ખાઇ ધર્મનો નાશ કરી તે બીચારા જીભના સ્વાદના કીડા અહીં ઘણું દુઃખ ભોગવી દુર્ગતિમાં ચાલ્યા જાય છે વળી તેમની પ્રજા પણ તેવી રોગી, ક્ષીણ, વીર્ય-રજની, તેવી માંદી રોતડ, નિરૂત્સાહી, વ્યસની થાય છે અને પોતે દુઃખી થવા ઉપરાંત ભાવિષ્યની પ્રજા અને દેશને હાનિકર તે જીવ થાય છે માટે વાચક બંધુ અને બ્હેન ! આજથી

ખાવાપીવામાં ખુબ વિચાર રાખો. બધી કરોડો દવાની એકજ દવા બધા ડોકટરો ને વૈદ્યોએ મંજુર કરી છે કે 'પુરી ભૂખ લાગે ત્યારે જરૂરથી થોડું ઓછું, સાદુ ભોજન ખાવું એજ આરોગ્યનું મૂળ છે" અને "ભૂખ વિના જમવું તે રોગને ગ્રહણ કરવા બરાબર છે". સંયમ રાખવાથી ખર્ચ ઘટશે, જરૂરીઆતો ઘટશે, રોગ ઘટશે, પાપ ઘટશે અને આરોગ્ય, બુદ્ધિબળ, આયુષ્ય અને અનેક સુખો મળશે.

## (૧૮) વખતનો હંમેશાં સદુપયોગ કરો—

(૧) જીવનની એક ક્ષણ પણ કરોડો સોનામહોરો આપવાથી પાછી મળી શકતી નથી તેવા અમૂલ્ય વખતને નકામો ગુમાવવા બરાબર બીજી કઇ હાનિ છ ?

(૨) સદ્ભાગ્યનો પિતા સુપુરૂષાર્થ અને માતા અચલ શ્રદ્ધા (અવશ્ય કાર્ય સિધ્ધિ થશે એવો નિશ્ચય) છે.

(૩) જીવન રૂપી ખજાનો છે, કલાકો તેની તીજોરીઓ છે, અને પળ ( ક્ષણ ) તેમાંના કિંમતી હીરા

છે. ડાહ્યા માણસો કિંમતી હીરો ખોવા કરતાં એક ક્ષણ નકામી જાય તેને વધારે હાનિકારક સમજે છે.

(૪) રત્નથી કાગડો ઉડાડનારને રત્નની ખબર પડયાથી પશ્ચાતાપ કરવો પડે છે તેમ વખતને ખાવા પીવા, એશઆરામ, નિંદા, ગપ્પાં અને ઉંઘમાં વ્યતીત કરનારને મરણ સમયે પશ્ચાતાપ થાય છે.

(૫) જેટલું આપણું જીવન સત્કર્મમાં ગયું હોય તેટલું ખરૂં જીવન છે બાકી નકામું છે. વરસાદનું જેટલું પાણી આપણા ઘડામાં ભરાણું તેજ આપણું છે, બાકી વહી ગયું છે. આ પ્રમાણે વખતને અમૂલ્ય સમજી હરેક ક્ષણનો સારામાં સારો ઉપયોગ કેમ થાય તેની ચિંતા રાખવી જોઇએ. આજ ભારતમાં અનિયમિતતા અને વખતનો દુરૂપયોગ વધી ગયાં છે અને આ દોષની છાપ મજબૂત થતી જાય છે તે સુધારવાની જરૂર છે. અંગ્રેજ લોકો કહે છે કે-"Time is money" વખત એ ધન છે. જેમ ધન ખર્ચતાં વિચાર કરે, નકામું ન જવા દે તેમ વખતને ગણે છે. આપણાં

ધર્મશાસ્ત્રોમાં એથી પણ વધુ શિક્ષા છે. “**समयं गोयम मापमायए**”–હે ગૌતમ ! એક ક્ષણ પણ પ્રમાદ કરીશ નહિ, તારૂં આત્મહિત ભૂલીશ નહિ. હવેથી દિનચર્યા (ટાઈમ ટેબલ) નક્કી કરી કામ કરતાં શીખવું જરૂરી છે. આથી જે કામ એક મહિનામાં પુરૂં નહિ થતું હશે તે એક અઠવાડીયામાં સુગમતાથી થઈ જશે.

**(૧૯) ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરૂષાર્થમાં વિવેકી**–અર્થ એટલે ધન સંપત્તિ અને ભોગ એટલે શરીરની જરૂરીઆતોમાં વિવેકી હોય જે વિના નજ ચાલે ત્યાં ન્યાયનીતિ અને ધર્મરક્ષા પૂર્વક પ્રવૃત્તિ કરે.

અર્થ એટલે કામનું, જરૂરી વસ્તુ મેળવે તે અર્થ એટલે ધન છે. બાકી વિકાર છે રોગ છે. ભોગ એટલે ઇંદ્રિયોના ભોગ ખૂબ કરે એવો અર્થ કરનાર અર્થનો અનર્થ કરે છે. ભોગ શબ્દ ભુંજ ઉપરથી બન્યો છે. શરીરના વપરાશની ચીજ માત્ર ભોગ છે. મકાન, કપડાં, ભોજન વગેરે સ્ત્રી સમાગમ કંઈ નિત્યની

ભોગની વસ્તુ નથી કારણ જાતિવાન પુરૂષ સંતાનની જરૂર સિવાય ભોગ કરતા નથી. સ્ત્રી પુરૂષને ભોગથી શરીરનો રાજા વીર્ય ક્ષય થાય છે. વીર્ય અમૂલ્ય વસ્તુ છે. એક મણ અનાજનું એક શેર લોહી થાય છે ને એક શેર લોહીનું સવા તોલો વીર્ય બને છે. તે આંખ, કાન, નાક બીજા અંગોપાંગ ને મગજમાં શક્તિ આપે છે. જે દંપતી વિષય સેવી વીર્ય ( પુરૂષ તત્ત્વ ) રજ ( સ્ત્રી તત્ત્વ ) નો નાશ કરે છે તે શરીરના શત્રુ છે. તે રોગોના શિકાર બની દુઃખી થઇ મરણ પામે છે. વહેલા વૃદ્ધ થાય છે, નબળા, માંદા ને મરી જઈ રોવરાવનાર તથા રોગી થઈ ઘણાં ખર્ચ કરાવી ભારભૂત થનાર સંતાનના માબાપ થાય છે. શરીર, સુખ અને સંતાન સુખનો નાશ કરે છે, તથા થોડું આયુષ્ય ભોગવી ધર્મરહિત પામર જીવો દુર્ગતિમાં ચાલ્યા જાય છે માટે કામ ભોગ ઉપર પુરેપુરો સંયમ રાખવો જોઇએ. પુરૂષે પચ્ચીશ વરસ અને સ્ત્રીએ સોળ વરસ પહેલા લગ્ન કરવાં તે કાચી કેરી ઘોળી રસ રોટલીના સ્વાદની

ઇચ્છા કરવા બરાબર છે. કારણુ ત્યાં સુધી વીર્ય કાચુ હોય છે, પચ્ચીશ વરસે તે પાકે પણુ હજુ અપૂર્ણ હોય છે. જે મનુષ્ય શરીર રક્ષાના નિયમ પ્રમાણે વર્તવા ચાહે તેણે સ્ત્રીએ પચ્ચીશ વરસ અને પુરૂષે ચાલીશ વરસ સુધી શુદ્ધ બ્રહ્મચર્ય પાળવું જોઈએ. આ ઉમ્મરે વીર્ય પૂર્ણ થાય છે. આવા માતા પિતા જ્યાં હોય છે ત્યાં દિવ્ય સંતાન થાય છે. એક સિંહને કરોડો ઘેટાંના બચ્ચાં જીતવા સમર્થ નથી તેમ બ્રહ્મચારી સુશીલ દંપતિની સંતાન સિંહ જેવી પરાક્રમી થાય છે. આવું એક વીર સંતાન જેટલું પોતાનું ને પરનું કલ્યાણુ કરે છે તેટલું કલ્યાણુ કરોડો વીર્યહીન સંતાન કરી શકતા નથી એટલુંજ નહિ પણુ ઉલટું અહિત કરે છે.

જે દંપતિ ગર્ભકાળમાં મૈથુન કરે છે તે સંતાનની ઘાત કરે છે. કારણુ સંતાન વિષયી થાય છે અને રોગી થઈ નાની વયમાં મરણુ પામે છે. આજે બાળકોમાં કુટેવો દેખાય છે તથા ઘણાં બાળ મરણુ થાય

છે તેનું મૂળ કારણુ ગર્ભકાળમાં અસંયમ છે. માટે ગર્ભ રહ્યા બાદ ત્રણુ વર્ષ શુદ્ધ બ્રહ્મચર્ય પાળે તેનાં સંતાન શ્રેષ્ઠ થાય છે. એકવારના વિષય સેવનથી દશ દિવસનું આયુષ્ય ઘટે છે. આ પ્રમાણે શરીર શાસ્ત્ર-વાળા કહે છે. અહીં કોઇ શંકા કરે કે ઘણાં લોકો તો રોજ મૈથુન સેવી વધારે જીવે છે તે કેમ? તેનો ઉત્તર જે અપૂર્વ શાંતિ, આનંદ ને સુખમય જીવન હતું તે નાશ કરી દુઃખમય આયુષ્ય ભોગવે છે જેથી મરણુ બરાબર છે. કોઈ ભોગી નિરોગી રહે તો એમ ન માનવું કે તેને હાનિ ન થઇ. તે માણુસનું પુણ્ય અને શરીર તત્ત્વો બહુ મોટું કામ કરે તેવાં હતાં જે ઘસાઈ ગયાં. જેમ મોટી ઈમારત પડી જાય છતાં તેનાં લાકડાંના પાંચ દશ હજાર ઉપજે તેમ આણે લાખોનો નાશ કરી સેંકડોમાં આનંદ માન્યો છે તેમ સમજવું.



# શ્રી દશવૈકાલીક સૂત્રનું પ્રથમ અધ્યયન ભાવાર્થ સાથે.

**ધમ્મો મંગલ-મુક્કિટ્ઠં, અહિંસા સંજમો તવો;**
**દેવા વિતં નમંસંતિ, જસ્સ ધમ્મે સયામણો. ૧**

**ભાવાર્થઃ**—આ સંસારના સર્વ પદાર્થોમાં ધર્મ પદાર્થ તેજ સારભૂત છે. ધર્મ એટલે શું? જીવને દુર્ગતિમાં પડતા ધરી રાખીને સદ્‌ગતિ પ્રાપ્ત કરે તેજ ધર્મ. જીવને દુર્ગતિમાં પડતાં કયો ધર્મ ધરી રાખે? તીર્થંકર મહારાજ સૂત્ર ધર્મ તથા ચારિત્ર ધર્મ રૂપ ભાંખી ગયેલ છે તેજ જૈન ધર્મ. તે ધર્મ ત્રણ પ્રકારે નીપજે. પ્રથમ છકાય જીવની રક્ષા એટલે સર્વજીવની દયા પાળવી તે ૧, બીજો-સત્તર પ્રકારે સંયમ અથવા પાંચ ઇંદ્રિયોને કાબુમાં રાખવી તે-૨, ત્રીજો બાર પ્રકારનો તપ અથવા તૃષ્ણાનો ત્યાગ તે-૩. તે ધર્મ કેવો છે? ઉત્કૃષ્ટ માંગલિક છે. તે માંગલિકના પાંચ

ભેદ છે. ૧. શુદ્ધ માંગલિક–તે પુત્રાદિકનો જન્મ; ૨. અશુદ્ધ માંગલિક–તે ગૃહાદિક નવાં કરાવવાં તે; ૩. ચમત્કાર માંગલિક–તે વિવાહ પ્રમુખ; ૪. ક્ષીણ માંગલિક–તે ધન આદિની પ્રાપ્તિ; ૫. સદા માંગલિક–તે સર્વે જીવની દયા પાળવી (તે સર્વોત્કૃષ્ટ માંગલિક છે).

**શિષ્યઃ**—માંગલિક ધર્મ આરાધવાથી કોઇ જીવોને દુર્ગતિમાં પડતાં ધરી રાખ્યા હશે ?

**ગુરૂઃ**—હા, પરદેશી રાજા, અર્જુનમાળી, સંજતિ રાજા વિગેરે ઘણાં જીવો દુર્ગતિએ જવાની તૈયારીમાં હતા તે મોક્ષ અને દેવલોકે ગયા.

**શિષ્યઃ**—એવો ધર્મ આરાધનારને આ લોકને વિષે પ્રત્યક્ષ પુરાવો અને ફાયદો શું ?

**ગુરૂઃ**—જે સ્ત્રી પુરૂષનું મન હંમેશાં ધર્મમાંજ છે તેઓને ચાર ગતિના દેવતા અને ચક્રવર્તિ, બળદેવ, વાસુદેવ આદિ આવીને નમસ્કાર કરે છે.

**જહા દુમસ્સ પુપ્ફેસુ, ભમરો આવિયઇ રસં**
**ન ય પુપ્ફં કિલામેઇ, સો ય પીણેઈ અપ્પયં ॥૨॥**

**શિષ્યઃ**—ઉપર કથિત ધર્મ સર્વથા પ્રકારે કોણ પાળી શકે ?

**ગુરૂઃ**—હે શિષ્ય ! તે ધર્મ તો સાધુજ પાળી શકે.

**શિષ્યઃ**—સાધુને આહારાદિ ક્રિયા કરવાની છે તેથી ગૃહસ્થીને કદાચ દુઃખ પેદા થાય તો તે ધર્મ કેમ નીપજે ?

**ગુરૂઃ**—હે શિષ્ય ! દૃષ્ટાંતે કહું છું તે સાંભળ. જેમ વૃક્ષના પુષ્પમાં રસના બિંદુઓ ઠરેલા હોય, તે ફુલને કિલામના ન ઉપજાવતાં ભમરો મર્યાદાએ એટલે અધરથી રસ પીએ પણ વૃક્ષને તથા પુષ્પને પીડા ઉપજાવવા દે નહિ. દ્રષ્ટાંતનું સિદ્ધાંત–વૃક્ષ સમાન ગ્રામાદિક; પુષ્પ સમાન ગૃહસ્થ; રસ સમાન આહારાદિક અને ભમરા સમાન સાધુ મુનિરાજ. તે આહારાદિક ગૃહસ્થના ઘેરથી મર્યાદા પ્રમાણે લઇને આપણા આત્માને સંતોષ પમાડે પણ ગૃહસ્થને ટોટો પડે અગર તેને દુઃખ ઉપજે તેમ મુનિ આહારાદિક લે નહિ.

**એમે એ સમણા મુત્તા, જે લોએ સન્તિ સાહુણો ।**
**વિહંગમાવ પુપ્ફેસુ, દાણ ભત્તેસણેરયા ॥ ૩ ॥**

**શિષ્યઃ**—ઉપર કહેલા મુનિરાજ હાલ કયાં છે? તે કેવા ગુણના ધારણહાર હોય, તેને સાધુ કહીએ?

**ગુરૂઃ**—તે મુનિરાજ અઢી દ્વિપ રૂપ લોકને વિષે છે. તેઓ બાહ્ય, અભ્યંતર પરિગ્રહથી મુકાણા છે. બાહ્ય તે પૈસાદિકનો ત્યાગ છે, અભ્યંતર ક્રોધાદિકનો ત્યાગ છે. જ્ઞાનાદિકે કરી મોક્ષને સાધે તેને સાધુ કહિએ.

**શિષ્યઃ**—તે સાધુને ભમરાની ઉપમા કેમ દીધી?

**ગુરૂઃ**—જેમ ભમરો ઘણા પુષ્પ ઉપર આવે પણ એક પુષ્પ ઉપર બેસી રહે નહિ તેમ સાધુ મુનિરાજ ઘણા ગૃહસ્થના ઘરને વિષે જાય પણ એક ઘરનો આશ્રય કરી રહે નહિ. વળી ભમરો તો અણદીધું પણ લે છે. કારણ વૃક્ષ પોતાના પુષ્પનો રસ ભમરાને આપતું નથી. ભમરો પોતાની મેળેજ રસ પીએ છે પણ સાધુ તો ગૃહસ્થે જે આપેલું હોય તે પણ બેતાં-લીસ દોષ રહિત હોય તેજ ગ્રહણ કરે છે.

**વયં ચ વિત્તિં લબ્ભામો, ન ય કોઇ ઉવહમ્મઇ ।**
**અહાગડેસુ રીયન્તિ, પુપ્ફેસુ ભમરા જહા ॥૪॥**

ગુરૂનાં વાકયો સાંભળી શિષ્ય ગુરૂ પ્રત્યે કહે છે કેઃ-

જેમ પુષ્પ ઉપર ભમરો જાય છતાં પુષ્પને કિલામના ઉપજાવે નહિ તે પ્રમાણે ગૃહસ્થિએ પોતાના નિમિત્તે આહારાદિક નિપજાવેલ હશે તેને વિષે પૃથ્વી આદિક છ કાય જીવની વિરાધના નહિ થાય તેમ અમે પણ આહારની વૃત્તિએ વિચરીશું.

**મહુકાર સમા બુદ્ધા જે ભવન્તિ અણિસ્સિયા ।**
**નાણાપિણ્ડ-રયાદન્તા, તેણ વુચ્ચંતિ સાહુણો ॥૫॥**

**શિષ્યઃ**—સાધુ કોને કહીએ ?

**ગુરૂઃ**—ભમરાની પેઠે ઘણા ઘરના થોડા થોડા આહારને વિષે રક્ત અને પાંચ ઇંદ્રિઓના દમણહાર, કુળ આદિની નિશ્રા ને અપ્રતિબંધપણે વિચરે તેને સાધુ કહીએ. આ પ્રમાણે સુધર્મા સ્વામીએ પોતાના જંબૂ સ્વામી નામના શિષ્યને કહ્યું.



# વચનામૃત.



૧ અલ્પ આયુષ્ય, મહાન પાપ. અરધા શેર અન્નની જરૂર અને લાખ મણની ચીંતા. સાડા ત્રણ હાથ જમીનની જરૂર અને મોટી મ્હેલાતોની ચીંતા. દશ વીસ વર્ષોનું આયુષ્ય અને અસંખ્ય વર્ષોની ગણત્રીની કલ્પના. આતે કયાંનો ન્યાય?

૨ સંસારી જીવોની અજ્ઞાનતામાં તન્મયતા જોઇ ખરેખર ત્રાસ વછુટે છે. જે માણસ બકરીથી ડરે છે તે કેસરી સીંહની ઘોર ગર્જના તથા તેનો માર કેવી રીતે સહન કરી શકશે! જે આત્મા કીડીના ડંખથી ધ્રુજે છે તે આત્મા ચંડકોશીઆ જેવા ઝેરી સર્પના દંશ કેવી રીતે મૂકપણે સહન કરી શકશે! જે આત્મા સામાન્ય સ્નાન માટેના વિશેષ ઉષ્ણ પાણીથી ત્રાસ પામે છે તે આત્મા પાણીથી નહિ પણ અગ્નિ રસથી ઉકળતી વૈતરણી નદીમાં કેવી રીતે બળાત્કારે સ્નાન કરવા હીંમત ખેડશે? જે આત્મા જંગલ જતાં બાવ-

ળનો કાંટો વાગવાથી બુમ પાડે છે તે આત્મા બરછી, ભાલા વિગેરે પ્રાણુવિહારક શસ્ત્રોના પ્રહારો કેવી રીતે સહન કરી શકશે?

૩ સાધુએ ગુરૂની ભક્તિ કરવી, સંસારીએ માતા પિતાની આજ્ઞા માની ધર્મ દિપાવવો.

૪ શ્રાવક ધર્મ પાળી અનંતા જીવો મોક્ષને નજદીક કરી શકયા છે.

૫ આત્મા અને શરીર ભિન્ન છે. આત્મા અજર, અમર, અવિનાશી છે. શરીર સુખ દુઃખ અનુભવે છે. આત્માને નથી દુઃખ નથી સુખ, નથી માન અપમાન, માત્ર શરીર અનંતાકાળથી દગો દેતું આવ્યું છે અને દેતું જાય છે.

૬ સંસારના પ્રત્યેક કાર્યો ખોટાં છે અને ધર્મ તેજ સાર પદાર્થ છે. આ સૂત્રને યાદ રાખી ભરત મહારાજા અરિસા ભૂવનમાં અને મરૂદેવી માતાજી હાથીના હોદ્દા ઉપર સંસાર અવસ્થામાંજ કેવળજ્ઞાન મેળવી શકયા હતાં તો તેવા ઉચ્ચ વિચારો અને નિર્મળ ભાવનાઓ રાખવી.

૭ સંસાર સુખમાં લોભ રાખવો નહિ અને પાશવ વૃત્તિઓને આધીન થવું નહિ.

૮ સુખ અને દુઃખ સમભાવે સહન કરો.

૯ સંસારની અનિત્યતા હંમેશાં વિચારો.

૧૦ પાપનો નિરંતર પશ્ચાતાપ કરવો. પશ્ચાતાપ એ પાપથી મુક્ત કરાવનાર સાધન છે.

૧૧ વર્તમાન, ભૂત અને ભવિષ્યનો વિચાર કરો.

अ વર્તમાનમાં કેવું જીવન છે? ब ભૂતકાળમાં કેવું હતું? क ભવિષ્યમાં કઈ ગતિને પ્રાપ્ત થઈશું? ड અત્યારે મરણ આવે તો કઇ ગતિ થાય?

૧૨ મરણ આવવા છતાં ભયભ્રાંત થવું પડે નહિ તેનો વિચાર કરો.

૧૩ એક મીનીટ પણ આર્ત, રૌદ્ર ધ્યાન ધરવું ન પડે તેવા બનો.

૧૪ મરણના નામથી ભય પામો નહિ પણ હર્ષ પામો.

૧૫ વેદનીના સપાટામાં આવતાં રૂદન ન કરો પણ હર્ષ પામો.

૧૬ ચંદ્ર, સૂર્ય જેવા નિર્મળ બનો.

૧૭ લોહીવાળું વસ્ત્ર લોહીની સરિતામાં ધોઈ સ્વચ્છ કરવા જેવાં કાર્યો કરતાં વિરામ પામો.

૧૮ કોયલાને સફેદ કરવા ભૂત ઇંદ્રિય અને ભોગેચ્છાને પૂર્ણ કરી સંતુષ્ટ થવાની મિથ્યા આશા રાખશો નહિ.

૧૯ શત્રુ, મીત્ર, માન, અપમાન, સુખ, દુઃખ વિગેરે કેવળ ભ્રમ છે.

૨૦ કસ્તુરીઆ મૃગ માફક મદવાળા બની પર વસ્તુમાં આનંદ શોધવા ફાંફાં મારશો નહિ.

૨૧ આયુષ્ય અલ્પ છે, આશા અનંત કાળમાં પણ પૂર્ણ ન થાય તટલી લાંબી છે.

૨૨ એક એક આત્મા સમયે સમયે અનંત કર્મ ત્રોડે છે, એક એક આત્મા સમયે સમયે અનંત કર્મ બાંધે છે.

૨૩ નિકટભવી, મોક્ષગામી, પુણ્યશીલ પુરૂષોને બાળવય ને વૃદ્ધાવસ્થામાં એકસરખો મરણનો ભય, ધર્મ રૂચી અને ધર્મક્રિયાશીલપણું વર્તે છે.

૨૪ વિષયેચ્છા તેના સાધનોની પૂર્તિ કરવાથી

તૃપ્ત થતી નથી અને થશે પણ નહિ. માત્ર સાધનોને ત્યાગ કરવાથી તે ઇચ્છાને પ્રવર–તપ સંયમથી ભસ્મ કરવાથીજ અપૂર્વ શાંતિ અનુભવાશે. અગ્નિમાં ઘી નાંખવાથી અગ્નિ શાંત થાય તોજ વિષયેચ્છા વિષય ભોગવતાં તૃપ્ત થાય.

૨૫ મનુષ્યના વાળ શ્વેત રંગના થાય છે, દાંત પડી જાય છે, શરીર વાંકું વળી જાય છે, ગુલાબી રક્તમય શરીર શુષ્ક ખોખું થાય છે છતાં જીવનની આશા અને વિષયની ઇચ્છા નષ્ટ પામતી નથી.

૨૬ દારૂ પીધેલ ઉન્મત્ત મનુષ્ય જેમ સ્ત્રીને માતા અને માતાને સ્ત્રી કહે છે તેમ સંસારી જીવો મોહ ઘેલછામાં સત્ય સુખને દુઃખ માને છે અને દુઃખ સાગરના દેનારને સુખનો વિધાતા માને છે. ધર્મને અધર્મ અને અધર્મને ધર્મ કહે છે.

૨૭ છોડવાની વસ્તુ ભેગી કરે છે અને ભેગી કરવાની વસ્તુને તિલાંજલી આપે છે તેવો મુર્ખ કોણ? સંસારના વિષયોમાં રક્ત! અહા! સંસારની વિચિત્ર દશા છે.

૨૮ અર્ધો શેર અન્ન અને એક ટુકડા વસ્ત્ર માટે મનુષ્યો ચિંતામણી રત્ન હારી રહ્યા છે. ભાગ્યશાળી પુરૂષોજ ધર્મ તત્વને ઓળખી શકયા છે.

૨૯ દુઃખીને દીલાસો આપવો કિન્તુ હીમત છોડી ગભરાવવો નહિ.

૩૦ એક સારી માતા સો માસ્તરનું કામ કરે છે, માટે આપણી બાળાઓને વ્યાવહારીક અને ધાર્મિક કેળવણી આપવી જેથી ભવિષ્યમાં તે બાળાઓ સંસ્કારી માતાઓ થશે.

૩૧ વિષયાસક્ત મનુષ્યો સદા દુઃખી અને નિર્બળછે.

૩૨ જેની તૃષ્ણા વિશાળ છે તે હંમેશાં દરિદ્રી છે.

૩૩ ખરાબ વિચાર કરવા તે ઝેર પીવા બરાબર છે.

૩૪ જેણે મન જીત્યું તેણે જગત જીત્યું.

૩૫ જેણે કામ જીત્યો છે તે સર્વ શુરાઓનો સરદાર છે.

૩૬ જ્ઞાન ગર્વ માટે નથી પણ સ્વ અને પરના બોધ માટે છે.



# આત્મીક મુદ્રા લેખ !

૧ હે આત્મા ! એકાંતમાં સ્વવસ્તુ તપાસ.

૨ હે આત્મા ! તું તારા પોતામાં સમ.

૩ હે આત્મા ! તું પરમાત્મા થઈશ.

૪ હે આત્મા ! તું આપાપરનો ભેદ વિચાર.

૫ હે આત્મા ! તું કોણ છે ! કયાંથી આવ્યો અને કયાં જઈશ ? તેનો એકાંત સમયે વિચાર કર.

૬ હે જૈન ! રાગ દ્વેષને જીત.

૭ હે ચિદાનંદ ! રત્નચિંતામણ ચાખ.

૮ હે પરીક્ષક ! અત્તરથી કીંમતી એવા પાણીની પરીક્ષા કર.

૯ હે અવિનાશી ! તારા સિવાય સર્વ વિનાશી ને ક્ષણભંગુર છે.

૧૦ હે ગુણાનુભીલાષી ! તારા ગુણ ઘડીઆળની માફક ગુપ્ત રાખ.

૧૧ હે સમભાવી ! શત્રુ, મીત્ર, માન-અપમાન સુખ દુઃખ સમાન ગણ.

૧૨ હે ક્ષુધાતુર! ભોજન મોજ શોખ માટે નથી પણ ધર્મમય જીવન ગુજારવા માટે છે.

૧૩ હે મૂર્ખ! આજેજ મરણ છે એમ સમજી ચેત.

૧૪ રે બાલ! કાગડાને ઉડાવી દેવા માટે ચિંતામણી રત્ન ફેંકીશ નહિ.

૧૫ રે લોભી! શયન કરવા પહેલાં જમાં ઊધાર તપાસજે.

૧૬ હે દેવાણું પ્રીય! સત્ય પણ પ્રીય વદજે–મિતભાષી બન.

૧૭ હે શિવાનંદી! જેટલો પ્રેમ કનક, કામની અને કીર્તિપર છે તેટલોજ તું ધર્મ માટે રાખ.

૧૮ હે પુદ્ગલાનંદી! આ સુખ છતાં દુઃખ કોણ આપતું હશે?

૧૯ હે ક્ષમાસાગર! રતિ સમ અક્ષમા સમુદ્ર સમ ક્ષમાને પોતાના સમાન બનાવી નર્કનાં બંધ દ્વાર ખૂલાવે છે.

૨૦ હે ભાગ્યશાળી ! દેવો દેવભૂવન ત્યાગી ત્હારી ઝુંપડીમાં રહેવા ભાગ્યશાળી માને છે કિન્તુ તું કઇ સ્થીતિમાં સ્થીત છે ?

૨૧ હે ચિંતાતુર ! જેટલી ચીંતા વેદના માટે છે તેથી વિશેષ બાકીના સાત શત્રુઓ માટે રાખ.

૨૨ હે મુગ્ધ ! સંસારની મોહ જાળમાં મુગ્ધ બનીશ નહિ.

૨૩ હે જીવનાભિલાષી ! એક દિવસ અજાણ્યાં મરવું છે તેની માળા ફેરવજે.

૨૪ હે સત્ય સંશોધક ! દાન, દયા અને દિનતા વિના શિવપદ દૂર છે.

૨૫ હે મુસાફર ! પંથ વિકટ છે, લુંટારા (મોહ–કષાય–આઠ કર્માદિ) ધુમે છે તેથી જોખમ ઘણું છે માટે સાવચેત રહેજે.

૨૬ હે વ્યાપારી ! આત્મિક ઉદય માટે અસંતોષિ રહેજે અને વિષયાદિકમાં સંતોષી રહેજે.

૨૭ હે સુખાભિલાષી ! ઇષ્ટ, અનિષ્ટ સંયોગ ત્યાગ.

૨૮ હે શિવાભિલાષી ! દાન, શિયળ તપની ભાવના ભાવ.

૨૯ હે શુરવીર ! કર્મ તે તારા નોકરો છે. તું સ્વતંત્ર રાજા છે.

૩૦ હે જંજાળી ! રાત્રી દીવસ રૂપી રાક્ષસો ત્હારી જીવન દોરી કાપી રહ્યાછે.

૩૧ હે કરૂણાનીધી ! કરૂણામૃતનું પાન કર.

૩૨ અનંત શક્તિમાન આત્મ: જે પદ પ્રાપ્ત કરવા માટે ઉપસ્થીત થએલ છે તેજ માર્ગને યથાતથ્ય રૂપે ગ્રહણ કર.

૩૩ ગાડર સમૂહમાં સ્વસ્વરૂપ છીપાવી ગાડર બનતો અટક.

૩૪ હાસ્યાદિ તેમજ કુતુહલાદિનો સ્વપ્ને પણ પરીચય કરીશ નહિ.

૩૫ માનાદિ પ્રસંગમાં લેશ માત્ર ક્ષોભાયમાન થઇશ નહિ.

૩૬ ચૌદ રત્નનું યથાતથ્ય રૂપે પાલન કર.

૩૭ પૌદ્ગલીક પરીચયના પ્રપંચનો ત્યાગ કર.

૩૮ પૂર્વ કાલના પરીચીત માંહેનો એકાદો પરીચય પણ ધર્મ ધ્યાન અને શુક્લ ધ્યાનની વૃદ્ધિ રૂપનો નથી.

૩૯ એકાંત ગુપ્ત જીવન બનાવ. બાહ્ય, જડ, અંતર ચૈતન્ય દશાવાળું બનાવ.

૪૦ મન, વચન અને કાયાના પ્રણામ સમયે સમયે શુભ રાખ અને અષ્ટ પ્રહર આત્મ કાર્યમાં આગળ વધ.

૪૧ કાર્ય કારણ શિવાય અસંખ્યાતા વાયુકાયના જીવોની હિંસા બાંધતો અટક. "કડાણ કમ્માણ ન મોખ્ખ અત્થિ"

૪૨ શ્રી મહાવીર પ્રભુના કાનમાં ખીલા ઠોકયા છતાં સમભાવ, નમીરાજને ઇંદ્રે નમઃસ્કાર કર્યો છતાં સમભાવ, હરિકેશીને પિશાચ ભુત કહેવા છતાં સમ-

ભાવ, તો તું તેમનો માર્ગાનુસારી હોઇ સમભાવમાં તલ્લીન બની રાગ દ્વેષથી વિરક્ત રહે તેમાં કંઇ નવાઇ છે?

૪૩ માન પ્રતિ સુખાનુભવ કરીશ તોજ અપમાન પ્રત્યે દુઃખાનુભવ થશે માટે માન પ્રસંગે વિચાર કે, અમુક વ્યક્તિ જે શબ્દો ઉચ્ચારે છે તે શબ્દો મહાન પુરૂષને શોભે તેવા છે. તે ઉપર તું દૂર્લક્ષ રાખજે. શબ્દો પુદ્ગલ છે અને તેને કર્ણપુટમાં પડવાનો અને કર્ણપુટને પુદ્ગલીક શબ્દો ગ્રહવાનો જાતીય સ્વભાવ છે. ત્હારા ધમમાં શબ્દ પ્રત્યે મમત્વભાવ તે પરિગ્રહ છે, તે પરિગ્રહને ત્યાગ. અનંત વખત દ્રવ્ય પરિગ્રહનો સ્થુલ પરીચય ત્યાગ્યો છતાં ઇષ્ટાયતિ થઇ નહી માટે જ્યારે ભાવ પરીગ્રહનો તદ્દન ત્યાગ કરીશ ત્યારેજ સ્વસ્વરૂપમાં આવીશ અને જે પદ પ્રાપ્ત કરવા માટે હાર્દીક ભાવથી કટિબદ્ધ થયો છું તે પદને સન્મુખ લાવી શકીશ.

૪૮ બાહિર, અંતર અને પરમાત્મા એ ત્રણમાંથી તું કોણ?

૪૫ અશાતામાં અરતિ અને શાતામાં રતિ ભાવ તે સંસારીના છે.

૪૬ પરિસહ સમયે નર્કની વેદના યાદ રાખ.

૪૭ તારામાં અને સંસારમાં ભાવ ભિન્નતાનો ભેદ વિચાર.

૪૮ વીતરાગ ભાવના તારામાં કેટલા અંશે છે?

૪૯ સિદ્ધ સમાન તારા આત્માને તેં બનાવ્યો છે?

૫૦ શ્રાવકપણું તારામાં કેટલા અંશે છે?

૫૧ શરીર પોતાનો ધર્મ ભજવે તો તું તારો ધર્મ શા માટે ભૂલે છે?

૫૨ જ્યાં સુધી વીતરાગ પ્રવૃત્તિ નથી ત્યાં સુધી મોક્ષ પદનો અધિકારી નથી.

૫૩ સમયે સમયે તને પોતાને સિદ્ધ તરીકે ઓળખ.

૫૪ ઈષ્ટાનિષ્ટ પર સમભાવ રાખતાં શીખ.

૫૫ કષાય પ્રસંગે કષાય કરી કેવળ રૂપ પ્રાપ્ત કરી લે.

૫૬ અનંત વખત પંચ મહાવ્રત, પાંચ સુમતી,

ત્રણ ગુપ્તી, દેવગુરૂ ધર્મ તપશ્ચર્યાથી ભવાંત કેમ થઇ શકયો નહિ? શું આ પ્રવૃત્તિથી થશે? આત્માની સાક્ષીએ આ પ્રશ્ન પૂછ.

૫૭ આત્માને પરમાત્માનું ભાન કરાવ.

૫૮ તમે તમારી દુર્વાસનાઓ તરફ જુઓ, અંકુશ નહિ મુકો તો. તે તમને પોતાના તાબામાં કરશે.

૫૯ જે પોતાની જાત ઉપર રાજ્ય ચલાવે છે અને વાસનાઓ, તૃષ્ણાઓ અને ભયો ઉપર અંકુશ રાખે છે તે એક બાદશાહ કરતાં મોટો છે.

૬૦ જે પોતાની વાસનાઓ ઉપર આધિપત્ય ભોગવે છે, તે પોતાના મોટામાં મોટા દુશ્મનોને જીતે છે.

૬૧ તમારી જાત પર તમે હુકમ ચલાવો અને તેથી દુનીઆ ઉપર હુકમ ચલાવી શકો.

૬૨ પ્રાણી જેમ જેમ વિષય રસનું પાન કરે છે, તેમ તેમ તેમાં તે વધુ આસક્ત બને છે, અને એ ત્યાં સુધી કે આખરે તે તેનાથી મરે છે માટે એથી દૂર ખસી જા.

૬૩ બીજાના ઉપર સત્તા ચલાવવા જાઓ તે પહેલાં તમારી જાત ઉપર સત્તા ચલાવો, તમારા મન ઉપર સત્તા ચલાવો. રખેને તે તમારી ઉપર સત્તા ચલાવે.

૬૪ સ્વર્ગનું રાજ્ય તમારા પોતાની અંદર છે.

૬૫ વિશ્વપ્રેમ એ એવી રોશની છે કે જે વડે ઇશ્વર દર્શન કરી શકાય.

૬૬ ગરીબોની સેવા એ પરમેશ્વરની સેવા છે.

૬૭ જો તમે પૈસો ગુમાવ્યો છે, તો કંઇ નથી ગુમાવ્યું. જો તમે તંદુરસ્તી ગુમાવી છે, તો કંઇક ગુમાવ્યું છે, અને જો તમે ચારિત્ર ગુમાવ્યું છે, તો બધુંય ગુમાવ્યું છે.

૬૮ તૃષ્ણાને તારા હૃદયમાંથી દૂર કર; એથી તારી ગર્દન ઉપર પડેલી સાંકળોથી તું છુટો થઈશ.

૬૯ વિષય વિલાસ કરવા તારો જન્મ થયો નથી. એક મહાન કાર્ય કરવા માટે તું અહીં આવ્યો છે.

૭૦ દુઃખ અંધકારનો નાશ કરવા અને સુખસાધક

માર્ગનો પ્રકાશ કરવા મહાપુરૂષો અવતરે છે. સન્તોનો આ કર્મ યોગ છે.

૭૧ ધર્મની ગ્લાનિ અને સમાજની દુર્દશા તરફ નજર કરો, બધા સજ્જનો એકત્રિત થઈ તેનો ઉદ્ધાર કરવા ઉઠો.



## હિતવચનો.

૧ તત્ત્વજ્ઞાન સિવાય આત્મા ઉચ્ચ શ્રેણીપર આવી શકતો નથી.

૨ શુભ વિચાર કરવા તે ચિંતા પ્રશંસનીય છે.

૩ સિદ્ધિ માર્ગનું મૂલ સમ્યક્ દર્શન છે.

૪ મોક્ષ ઈચ્છક આત્માના મૂખ્ય બે કર્ત્તવ્ય. ૧. સ્વસ્વરૂપ અને પરરૂપનું દર્શન કરવું. ૨ સ્વસ્વરૂપમાં સ્થિત થવું.

૫ વિષય ભોગો તરફ જેવું ચિત્ત છે તેથી વધારે છ મહિના સુધી આત્મ સ્વરૂપમાં ચિત્ત લગાવે તો પરિણામે ઉત્કૃષ્ટ સુખ અને પરમ આનંદ મળે છે.

૬ ક્ષમા સત્ય સુખ આપે છે. કર્મ ક્ષયનું ઉત્તમ સાધન છે. ક્ષમા સમાન અમૃત બીજું એકે નથી.

૭ ક્રોધ સકળ દુઃખ આપે છે. સંસારમાં રખડાવે છે. ક્રોધ સમાન વિષ બીજું એકે નથી.

૮ સ્ત્રી થવાના ચાર પ્રકાર-૧. ઈર્ષા કરે, ૨. જુઠુ બોલે યા કપટ કરે, ૩. વિષયેચ્છા કરે, ૪. દૃષ્ટિ વિષય સેવન કરે.

૯ પુરૂષ થવાના ચાર પ્રકાર-૧. દરેકના ગુણ લે, ૨. સત્યવાદી અને નિષ્કપટી હોય, ૩. વિષય ત્યાગમાં આનંદ માને અને ૪. દ્રષ્ટિને કાબુમાં રાખે.

૧૦ હિંદુ સંતાનો હવે એવાં બન્યાં છે કે, અને એવું કહે છે કે, નર્કાગારમાં જવું પડે તો ખુશીથી જઈશું પણ ધર્મ કર્મની વાતો સાંભળવાની અમને ફુરસદ નથી.

૧૧ વિદેશીઓના દલાલ વિદેશી ચીજોની મોટા પ્રમાણમાં આયાત કરી અબજો રૂપિયા અને શાસ્ત્રોના ભંડાર વિલાયતમાં મોકલી રહ્યા છે.

૧૨ એકજ માતાના દીકરા હિંદુ મુસલમાન વચ્ચે કૌરવ, પાંડવ કરતાં પણ વધુ જલદ વૈમનસ્ય ફેલાઇ રહ્યું છે.

૧૩ પ્રતિ વર્ષે સીત્તેર ક્રોડ રૂપિઆ ખર્ચી ખ્રીસ્તીઓ પોતાની સંખ્યા વધારી રહ્યાં છે.

૧૪ સ્નેહ પાશમાં બંધાએલા જીવો મર્યાદા મૂકી ધર્મ તથા કૂળ વિરૂદ્ધ અકાર્ય કરતાં અટકતા નથી. તલ, તેલ રૂપ સ્નેહના લીધે પીલાય છે તેમ જીવો સ્નેહના લીધે દૂઃખો અનુભવે છે.

૧૫ યૌવન અને આયુષ્ય ચપળ છે તેથી 'હું કાલે ધર્મ કરીશ' એમ કયો **પંડિત** પુરૂષ કહે ?

૧૬ વિષયો વિષમિશ્રીત દુધપાક જેવા છે, અશુચીથી પેદા થાય છે અને અશુચીમય હોઇ દુઃખ રૂપી ઝાડના બીજ ભૂત છે.

૧૭ સર્વ કળાઓમાં શ્રેષ્ટ ધર્મ કળાને તે જાણુતા નથી તે બીજી બધી કળાઓમાં પ્રવીણ હોવા છતાં અપ્રવીણુજ ગણાય છે.

૧૮ કૃષ્ણ લેશ્યાવંત નર્કને, નીલ લેશ્યાવંત સ્થાવરપણાને, કાપોત લેશ્યાવંત તિર્યંચપણાને, પીત્ત લેશ્યાવંત મનુષ્યપણાને, પદ્મ લેશ્યાવંત દેવપણાને અને શુકલ લેશ્યાવંત મોક્ષ સ્થાનને પામે છે.

૧૯ જ્યાં સુધી ઘડપણ આવ્યું નથી, શરીરમાં વ્યાધિઓનું જોર વધ્યું નથી અને ઇંદ્રિઓનું બળ ક્ષીણ થયું નથી ત્યાં સુધી ધર્મને આચરી લેવો.

૨૦ ઇંદ્રિઓ તમને જીતે અને તેથી તમે સુખ માનો તે કરતાં તમે તેને જીતવામાંજ સુખ, આનંદ અને પરમ પદ પ્રાપ્ત કરશો.

૨૧ આત્મ નિગ્રહથી સ્વાસ્થ્યને હાન થતી નથી ઉલટું તે સ્વાસ્થ્યનું એક અમોઘ સાધન છે.

૨૨ સંયમના જેવો સદાચારનો એકે નિયમ નથી. સંયમથી શક્તિ વધે છે. જ્ઞાન ચક્ષુ તેજ થાય છે. સ્વેચ્છાચાર મનને નબળું પાડે છે, પ્રમાદને પોષે છે, અધઃપાતનો રસ્તો મોકળો કરે છે અને પેઢી દરપેઢી સુધી રોગનો વારસો ફેલાવે છે.

૨૩ ખરા જીતાત્મા બનવું હોય તો વિકારો સાથે અનંત લડાઈ લડવી પડશે.

૨૪ બ્રહ્મચર્યનો પુરો અર્થ બ્રહ્મની શોધ. બ્રહ્મ સૌમાં વસે છે. તો શોધ અંતર્ધ્યાન ને તેથી નિપજતા અંતર્જ્ઞાનથી થાય. અંતર્જ્ઞાન ઈંદ્રિયોના સંપૂર્ણ સંયમ વિના અશક્ય છે. મન, વચન અને કાયાથી સર્વ કાળે, સર્વ ક્ષેત્રે ઇંદ્રિયોનો સંયમ તેજ ખરૂં બ્રહ્મચર્ય.

૨૫ જેણે સ્વાદને જીત્યો નથી તે વિષયને જીતી શકતો નથી.

૨૬ પુરૂષ સ્ત્રી સંયોગનો હેતુ વિષય-સુખ નહિ પણ પ્રજોત્પત્તિ છે. જ્યાં પ્રજોત્પત્તિની ઈચ્છાનો અભાવ ત્યાં સંયોગ એ '**ગુન્હો જ**' છે.

૨૭ પોતાના બચ્ચાંઓને બચપણથીજ વિવાહ કે સગાઈ કરી વેચી દે છે તે ભારે **ઘાતકીપણું** છે.

૨૮ ઉત્તમ કુળમાં જન્મવા કરતાં ઉત્તમ અને ગૌરવપૂર્ણ કીર્ત્તિ પ્રાપ્ત કરવામાં વધારે મહત્તા રહેલી છે.

૨૯ ઉત્તમ ચારિત્રની કિંમત હીરા, માણેક, સૂવર્ણ, રાજસત્તા અને સિંહાસન કરતાં અનેક ગણી વધારે છે.

૩૦ જે પરોપકારમાં રચ્યોપચ્યો રહે છે, જેને ઇશ્વરમાં વિશ્વાસ છે અને સત્યને માર્ગે ચાલે છે તેને માટે આ પૃથ્વી સ્વર્ગ સમાન છે.

૩૧ સંસારની સર્વ પદવીઓમાં મનુષ્યની પદવી શ્રેષ્ટ છે.

૩૨ મહાન કુબેર ભંડારી જેટલા દ્રવ્યવાન થવાની લાલસા કરતાં કીર્ત્તિ અને પ્રેમના ભંડારી થવું વધારે મહત્વનું છે.

૩૩ સુચારિત્ર શક્તિ, દ્રવ્ય, ધર્મ અને બધી ઉન્નતિઓનું મૂળ છે. સુચારિત્રજ મોક્ષ છે.

૩૪ બને તેટલી લોકો પાસેથી ઓછી સેવા લેવી અને તેમની અધિક સેવા ઉઠાવવી.

૩૫ અતિ ઉચ્ચ સાધ્ય સિદ્ધ કરવા માટે કષ્ટ સહન કરવા ઉપરાંત લોકોનો ઉપહાસ પણ સહન કરવો પડે તો તેનાથી અધિક શ્રેષ્ટ બીજું એકે નથી.

૩૬ સ્વધર્મના ગ્રંથોનો ત્યાગ કરી પ્રથમ અંગ્રેજી સાહિત્યનો અભ્યાસ કરવાથી અમારૂં વિશેષ અનિષ્ટ થયું છે.

૩૭ ધાર્મિક વાતો કરવી એ કાંઇ મોટી વાત નથી, પરંતુ સંકટ સમયે બરાબર ધર્મ પાળવો એજ મુશ્કેલ છે.

૩૮ પ્રકાશ મેળવવા મહેનત કરનાર આત્માને પોતાની અંદરજ પ્રકાશ ભરેલો છે.

૩૯ જેઓ ભૂતકાળનો ખેદ કર્યા કરે છે, અને ભવિષ્યથી બ્હીના કરે છે તેઓ વર્તમાન જીવનની પવિત્ર પળોનો લાભ લઇ શકતા નથી.

૪૦ આપત્તિ એ હીરાકણી સમાન છે. જેના વડે ઈશ્વર પોતાના જવાહીરોને ઓપ આપે છે.

૪૧ આગ્રહ અને દૃઢ નિશ્ચયની ખરી કસોટી નિષ્ફળતા છે.

૪૨ તાપના વખતમાં કાળાં કપડાં પહેરવાં નહિ. કેમકે તે ખરાબ દેખાય છે, તેમ તાપને ખેંચે છે.

૪૩ શરીરનો રોગ અનેક જણ મટાડે છે, પણ મનનો રોગ મટાડવા કોઇ શક્તિમાન નથી.

૪૪ જગત્માં હવે પાપનો ભય ઓછો થતો જાય છે, તે વર્તમાન સમયની વિચિત્રતા છે.

૪૫ ધર્મ સ્વાતંત્ર્યનું બળ ઘણું મોટું અને દુર્નિવાર છે. એની આડે કોઇથી અવાવાનું નથી.

૪૬ પુસ્તકો એ પરલોકવાસી મહાન્ મનુષ્યોના શબ્દો છે.

૪૭ જેમને જ્ઞાન સુખના ભંડારરૂપ લાગતું હોય એવા માણસો જગતમાં થોડાજ હોય છે.

૪૮ પરમાર્થની વાતો ઘણાં આડંબરથી કરવી અને રહેણી તેનાથી ઉલટી રાખવી એના જેવું સહેલું કામ બીજું એકે નથી.

૪૯ અસત્ય અને દંભનો પ્રકાશ કદાચ થોડો સમય કાયમ રહેશે પણ પરિણામે તો તે ખુલ્લું પડી જઈ અપકીર્ત્તિ અને વિપત્તિ લાવશે.

૫૦ ક્ષણિક પશ્ચાતાપથી અપરાધ ટળી જતો નથી પણ પશ્ચાતાપનો ક્રમ એક સરખો ચાલવો જોઇએ. તે સિવાય પાપશુદ્ધિ-ચિત્તશુદ્ધિ થતી નથી.

૫૧ શરીરશ્રમ લજ્જાસ્પ્રદ હોવાની સમજ લોકોમાંથી દૂર થવી જોઇએ.

૫૨ તમે જેમ વિશેષ જ્ઞાન મેળવશો તેમ તમને જણાશે કે આપણે જે કાંઈ જ્ઞાન મેળવ્યું છે તે બહુ જ થોડું છે. મેળવવાનું અગાધ છે.

૫૩ ધર્મનાં તત્ત્વો એક સરખા હોઇ સર્વને માન્ય છે. તેથી ઐકય થવું સાહજિક છે પણ ઐકય થવામાં "જ્ઞાન ગર્વ" વચ્ચે અંતરાય નાંખે છે.

૫૪ ઉદ્યોગ એ સારા નશીબનું મૂળ છે.

૫૫ સુવર્ણ કે હીરાથી પણ વધુ કીંમતી 'સમય' છે.

૫૬ જેમ વપરાતી કુંચી ચકચકિત રહે તેમ વપરાતું શરીર મજબૂત, સશક્ત થાય છે.

૫૭ જેટલું કામ આજે થાય તે કાલ ઉપર ન રાખવું.

૫૮ જે વસ્તુનો હાલ ઉપયોગ ન હોય તે ખરીદવી નહિ.

૫૯ એક પૈસો બચાવ્યો તે એક પૈસો કમાયા બરાબર છે.

૬૦ હરેક મનુષ્ય જીંદગી સુધી વિદ્યાર્થી છે, માટે નિર્વાહના કામ સાથે ભણવા લખવાનું જારી રાખવું.

૬૧ ભણેલું ભૂલવું નહિ ને નવું શીખવું.

૬૨ ઈશ્વરી હુકમો તોડવા નહિ. પુરતા જ્ઞાન વિના ધર્મની તકરારી બાબતોમાં માથું મારવું નહિં.

૬૩ કોઇની ગુપ્ત વાત જાહેર કરવી નહિં.

૬૪ ખર્ચ કરતાં મોટાની મોટાઇ તરફ મોહવું નહિં.

૬૫ રૂચી ઉપરાંત જમવું નહિં.

૬૬ સટ્ટો કે જે પસો, આબરૂ અને પ્રાણુની હાનિ કરનાર ભયંકર બાબત છે તેનો સ્વપ્ને પણ વિચાર ન કરવો.

૬૭ નાની પદવીથી મોટી પદવીએ ચઢેલાને નાનો

ગણુવો નહિ. નાના ગામડામાં ગરીબ માતાને પેટે અવતરનાર નેપોલીઅને આખા યુરોપને ધ્રજાવ્યું હતું.

૬૮ માબાપ, ગુરૂ અને ઉપરી અમલદાર કે શેઠનું ખરાબ બોલવું કે ઇચ્છવું નહિં.

૬૯ ચોરી, વ્યભિચાર, અસત્ય અને વિશ્વાસઘાત પ્રાણાંતે પણ કરવા નહિં.

૭૦ જડેલી વસ્તુ રાખવી નહિ. તે પણ ચોરીજ છે.

૭૧ અંગ ઉધાર ધીરવું નહિં. પાડોશી સાથે વેર કરવું નહિં. સાદાઇમાં રહેવું. પરદેશ જવામાં ડરવું નહિં. સંકટમાં ધૈર્ય રાખવું. 'સંતોષી સદા સુખી' એ ધ્યાનમાં રાખવું.

૭૨ હંમેશાં ખૂબજ યાદ રાખો કે ચર્મ ચક્ષુઓ બંધ થયા પછી આપણું કાંઈજ નથી કારણ "આપ મૂએ પીછે ડુબ ગઇ દુનિઆ."

૭૩ ક્ષમારૂપી શીતળ જળથી ક્રોધાગ્નિને શાંત કરો.

૭૪ સખાવત વિનાની દોલત ચૈતન્ય વિનાના દેહ જેવી નિર્માલ્ય છે.

૭૫ દુઃખી ગરીબ વિધવાનાં ઉષ્ણ અશ્રુ લુછવાં અને નિરાધારોનું અન્નથી પોષણ કરવું, ઉભય કૃત્યો ઉત્તમ છે.

૭૬ ખર્ચ ઘટાડો એટલે પાપ ઘટશે.

૭૭ જ્યાં ભોગ છે ત્યાં રોગનો નિવાસ છે.

૭૮ જો તું દુષ્કૃત્યમાં દોરાતો હોય તો આજેજ મરણને સ્મર.



## પરમ સત્યો અને મહામંત્રો.

૧ જીવન એટલે વિનાશની તૈયારીમાં પડેલાનું સતત્ જીવન.

૨ સારૂં યુદ્ધ તેની સામેના તમામ કારણોને નિર્જીવ નિઃસત્વ બનાવે છે.

૩ શક્તિ સાથે ઔદાર્ય ભળે છે અને પ્રત્યક્ષ સ્વરૂપે ભાસે છે તે સ્વરૂપનેજ સૌંદર્ય કહેવાય.

૪ જોખમો ખેડવામાંજ આનંદમય જીવનનું રહસ્ય સમાયલું છે.

૫ તમામ નિર્જીવ વિજયોમાંથી મને બચાવ. (ખરેખર કીંમતી વિજયનીજ પરવા છે. ખરેખર કીંમતી વિજય એટલે કાંતો જગ કલ્યાણ સાધના કે ઇશ્વરની સાથે એકતા).

૬ જે પોતાપર સંયમ રાખી શકતા નથી તેણે બીજાના આજ્ઞાધીન રહેવું પડશે.

૭ કર્ત્તવ્ય કર, કર્તવ્ય કર. તારામાં આત્મ વિશ્વાસ આવશે, તારી અગાધ શક્તિનું તને ભાન થશે.

૮ રૂધીરથી લખ. તને સમજાશે કે રૂધિર જીવન છે, શક્તિ છે. ( જીવન અને શક્તિનો વિકાસ પોતાના રૂધિરનો પણ ભોગ આપવાની તૈયારીમાંજ છે. )

૯ પાગલ વૃત્તિના માનવોને તો બધીય ઉત્તમ ને ઉદાર ભાવનાઓ બીનજરૂરી, નિરર્થક, તરંગી ને બુદ્ધિ હિનતા ભરી લાગે છે.

૧૦ વગર મહેનતે મોજ શોખ મારવા તે આજકાલના ગૃહસ્થોની ખાનદાનીનો ખરો ખ્યાલ છે.

૧૧ દુઃખો વેઠવાની તૈયારીમાંજ અને તેના પ્રમાણમાં માનવોની ઉંચ નીચ્ચ કે મધ્યમ કોટિ નક્કી થાય છે. વિઘ્ન ભયથી કામ આરંભી શકતા નથી તે નીચ કોટીના, આરંભીને વિઘ્નો આવતાં કામ પડતું મેલે તે મધ્યમ, અને સેંકડો કષ્ટ આવવા છતાં આરંભેલું કામ પુરૂ કરે તે ઉત્તમ. દેવોનું અમૃત માટે સમુદ્ર મંથન.

૧૨ સારા ને નરસા તમામ માર્ગોમાંથી પ્રેમપૂર્વક કામ કરનાર વિજયી નીવડે છે.

૧૩ પોતાને કોઈથી પણ નુકશાન પહોંચે નહિ આવા પ્રકારની અંતરની સ્પષ્ટ તીવ્ર ભાવના છે. પરંતુ તે ખરેખર ભીરૂતાજ છે.

૧૪ જે મુસ્કેલીઓ, કષ્ટો વેઠે છે તે પરિપક્વ, આનંદી અને ચિરસ્થાયી જીવન મેળવવાના હેતુથીજ તેમ કરે છે.

( વા. મો. શાહ )



# શ્રી જૈન સસ્તું સાહિત્ય પ્રચારક કાર્યાલય.

કારણ,

કોઈપણ ધર્મનો ફેલાવો તેના સાહિત્યના વિકાસ પર છે વર્તમાનનો યુગ પણ સાહિત્યનો યુગ ગણાય છે. સાહિત્ય એ મનુષ્ય જીવનનો એક ખોરાક છે. તેવો ખોરાક પીરસનારાં કાર્યાલયો જૈન સમાજમાં પ્રાય: ઘણાં ઓછાં છે. જે છે તે ઉત્તેજનના અભાવે લગભગ નિષ્ક્રીય બની ગયાં છે. ઉપસ્થિત કારણોને ધ્યાનમાં લેઇ નિમ્નલીખીત કાર્યાલય અમોએ ખોલ્યું છે.

ઉદ્દેશ.

આ કાર્યાલય પોતાના ભંડોળમાંથી પ્રતિવર્ષે અચોક્કસ સંખ્યામાં નીતિ અને ધર્મનાં સરળ ભાષામાં લખાએલાં ઉત્તમ પુસ્તકો પ્રગટ કરી અતિ અલ્પ મૂલ્યે પ્રચાર કરશે. જૈનધર્મ એ વિશ્વધર્મ છે, અને એ વિશ્વધર્મનાં અણમોલ સિદ્ધાંતોનો સ્થળે સ્થળે વિકાસ કરી સમાજમાં નવું ચેતન અર્પશે.

મેમ્બર.

આ કાર્યાલયના બે પ્રકારે મેમ્બર થઇ શકશે.

૧ સેવાભાવી મેમ્બર—જે ગૃહસ્થ હરરોજ એક કલાક કાર્યાલય દ્વારા પ્રગટ થતાં પુસ્તકોનું વાંચન, મનન કરશે, અને ઉચિત સમયે અન્યને સમજાવવા પ્રયત્ન કરશે. તેઓ પાસેથી

પણ રકમ લેવામાં આવશે નહિ. તેમને પુસ્તકો વિન
ત્યે મોકલવામાં આવશે. ૨ ફી ભરનાર મેમ્બર વાર્ષિક પાંચ
ા તેથી વધુ રકમ આપનાર ગૃહસ્થ વાર્ષિક મેમ્બર થા
શકશે. તેવા ગૃહસ્થને પ્રત્યેક પુસ્તકની કમમાં કમ પાંચ નકલે
વિના મૂલ્યે મોકલવામાં આવશે.

**પ્રકીર્ણ.**

૧ આપ આપના ખર્ચે કોઇપણ પુસ્તક છપાવવા ઇચ્છતા
હો તો આ કાર્યાલયને માત્ર એક પોષ્ટકાર્ડ લખવાથી તત્સંબં
ધીની આપને દરેક માહીતિ પૂરી પાડવામાં આવશે. તેમ આ
છપાવવાનું, બંધાવવાનુ પુસ્તકના પ્રકાશનને લગતું બધું કા
કાજ માત્ર સેવાભાવથી, કરકસરથી કંઇ પણ લીધા સિવાય
આપશે. ૨ મેમ્બર ફી સિવાય પણ છુટક રકમો સ્વિકારવ
આવશે. કાર્યાલયના સંચાલકો સદા આપની સેવામાં હાજર ર
૩ કાર્યાલયને પગભર કરવા, તેના શુભ ધ્યેયોને ફલિત ક
આપ દરેક સમયે સહકાર આપશોજી.

વિશેષ માટે પત્રવ્યવહાર કરવાનું સ્થળઃ—

ઘેલાભાઇ પ્રાણલાલ શાહ

ઑ. મૅનેજર, શ્રી જૈ. સ. સા. પ્ર. કાર્યાલય. કો

અમદાવાદ—ચાંદીલાલ કાકુભાઇ સંઘવી.